સ્વ. કાંતિલાલ સ્મારક માળા　　　　મણકો બીજો.

# પુનર્જન્મ પર પ્રકાશ.

The face of Death is towards
the Sun of Life,
His shadow darkens earth,
his truer name
Is 'Onward'!

—TENNYSON.

હિરાલાલ છોટાલાલ બક્ષી, બી. એ.

કીંમત રૂ. ૦-૧૨-૦.



આ પુસ્તક રા. હરજીવન કાલિદાસ મહેતાએ ભારત-સેવા
પ્રિન્ટીંગ પ્રેસ, ૫૯, ઘસવાડી, ઘોઘીતલાવ, લુહારચોલ સ્ત્રીટ
મધ્યે છાપ્યું અને ગુજરાત કાઠીયાવાડ થીઓસોફીકલ
ફેડરેશ તરફથી રા. વેણીશંકર ગોવર્ધનરામ ભટે
થીઓસોફીકલ સોસાયટી ભાવનગરથી પ્રગટ કર્યું છે.



પહેલી આવૃત્તિ. પ્રત ૫૦૦.

સ્વ. કાંતિલાલ સ્મારક માળા. મણકો બીજો.

# પુનર્જન્મ પર પ્રકાશ.

સી. જીનરાજદાસ કૃત How we remember our past lives નો અનુવાદ.

અનુવાદક :

હિરાલાલ છોટાલાલ બક્ષી, બી. એ.

પ્રકાશક :

ગુજરાત કાઠીયાવાડ થીઓસોફીકલ ફેડરેશન
ભાવનગર.

કીંમત રૂા. ૦-૧૨-૦.

# અનુક્રમણિકા.




૧. ગતજન્મોની યાદ. ... ... ... ૧

૨. આત્મદર્શન. ... ... ... ૨૯

૩. ત્યાગશાસ્ત્ર. ... ... ... ... ૫૧

૪. કુદરતનું ગુપ્ત કાર્ય. ... ... ૬૦

# નોંધ.



ગુજરાત કાઠિયાવાડ ફેડરેશને આ પુસ્તક છપાવવાનું માથે લઇ મ્હને આભારી કર્યો છે. વળી રા. મણીલાલ ન. દોશીએ 'ગત જન્મોની યાદ' નો પોતાનો લેખ અત્રે પ્રગટ કરવા દીધા બદલ તેમનો પણ હું આભારી થયો છું. એ લેખ સી. જીનરાજદાસના લેખને આધારે લખાયો છે. મૂળ લખાણ પરથી કેટલીક જગ્યાએ મ્હેં ઉમેરો કર્યો છે. 'ત્યાગશાસ્ત્ર' નો લેખ 'બુધ્ધી પ્રકાશ' માં 'આનંદમય જીવન' ના નામથી પ્રસિધ્ધ થઇ ચુકયો છે તે પર વાંચકોનું ધ્યાન ખેંચુ છું. વળી સી. જીનરાજદાસ સંબંધે બે વર્ષ પહેલાં લખેલો મ્હારો એક લેખ પણ કાંઇક ટુંકો કરી આ પુસ્તકમાં સામેલ કરવામાં આવ્યો છે.

થીઓસોફીના મંગલ સંદેશ ગુજરાતને ઘેર ઘેર પહોંચે એજ ઉદ્દેશથી જુજ વખતમાં સી. જીનરાજદાસની આ ચોથી કૃતિ આત્મજ્ઞાન અભિલાષુ ગુર્જર ભાઇ બ્હેનોને ચર્ણે ધરી વિરમું છું! પણ થીઓસોફીના અંગ્રેજી સાહિત્ય-ઉદ્યાનમાંથી ગુજરાતની વાડીમાં હજુ ઘણી ઘણી કલમો રોપવાની છે ત્યાં આટલાથી કયાંથી સંતોષ થાય?

મુંબઇ. 
૧૭-૧૧-૨૨. } અનુવાદક.

# પ્રસ્તાવના.



'પુનર્જન્મ પર પ્રકાશ' એ શ્રીયુત જીનરાજદાસજીના 'How We Remember Our Past Lives' નામના પુસ્તકનું ભાષાન્તર છે. શ્રીયુત જીનરાજદાસજીએ અમેરીકા, ઇંગ્લંડ તથા હિંદુસ્થાનમાં How We Remember Our Past Lives (ગત જન્મો આપણે કઇ રીતે યાદ રાખીએ છીએ;) The Vision Of The Spirit (આત્મદર્શન;) The Law Of Renunciation (ત્યાગ;) The Hidden Work Of Nature (કુદરતનું ગુપ્ત કાર્ય;) એ વિષયો પર જુદે જુદે સ્થળે ભાષણો આપ્યાં હતાં તથા પહેલા ત્રણ વિષયોને લેખ રૂપે 'થીઑસૉફીસ્ટ' માસિકમાં તથા ચોથાને 'બ્રીમીઝ એન્યુઅલ' નામના વાર્ષિક પત્રમાં પ્રગટ કર્યા હતા. આ ચારે વિષયો પુનર્જન્મની દૃષ્ટિથી ચર્ચાયેલા હોવાથી અનુવાદક રા. બક્ષીએ પોતાના ગુજરાતી પુસ્તકનું નામ 'પુનર્જન્મ પર પ્રકાશ' રાખેલું છે.

'ગત જન્મોની યાદ' સંબંધી પહેલા લેખમાં (૧) પુનર્જન્મ એ માત્ર હિંદુઓનીજ માન્યતા નથી પણ ગ્રીક તત્ત્વવેતાઓ અને ઓસ્ટ્રેલીયાના મૂળવત્તનીઓ પણ તેમાં માનતા હતા. (૨) જીવનના પ્રશ્નોનો ઉત્તર પુનર્જન્મનો નિયમ આપી શકે છે. (૩) ગત જન્મો આપણને યાદ રહેતા નથી તેના અમુક કારણો છે. (૪) ગત જન્મો યાદ કરવાની રીતિ પણ છે અને તે યાદ રાખી શકાય છે. (૫) પ્રજા, ધર્મ જાતિ અને રૂપરંગનો ભેદ ઘણા જન્મો લીધા પછી અને જુદી જુદી પ્રજાઓ, જુદા જુદા ધર્મો, જુદી જુદી જાતિઓમાં અને જુદા જુદા રૂપરંગોવાળાં શરીરોમાં જન્મ લીધા પછીજ નાબુદ થાય છે. (૬) અત્યારની કેટલીક

પ્રજાઓ જુની થઇ ગયેલી કેટલીક પ્રજાઓના પુનર્જન્મરૂપે છે. અમુક અમુક દેશની મહાન વ્યકિતઓ અમુક અમુક પ્રાચીન દેશની વ્યકિતઓના જન્મરૂપ થઇ છે. ( ૭ ) અમુક વ્યકિત બીજી વ્યકિતના તરફ એકી વખતે પ્રેમ તથા ધિક્કાર કેમ બતાવે છે વગેરે વગેરે બાબતો રાજાજી એ ( જીનરાજદાસજીનુ ટુંકુ નામ તેમના મિત્રોએ ' રાજા ' રાખેલું છે ) સારી રીતે સમજાવેલી છે. આ પહેલો લેખ ' શિશુ શિક્ષણુ ' માં ઉત્સાહ લેતા શિક્ષકો અને માબાપો માટે બહુ ઉપયોગી છે.

' આત્મદર્શન ' ના લેખમાં ( ૧ ) વિકાસક્રમનો નિયમ કઇ રીતે કાર્ય કરી રહ્યો છે ? ( ૨ ) મનુષ્ય પૂર્ણતાએ પહોચવા પહેલાં કેવી કેવી સ્થિતિમાંથી પસાર થાય છે ? ( ૩ ) વ્યકિતત્વની જુદાઇમાં તે કેવો સ્વાર્થી બને છે ? ( ૪ ) પછી તેને વિચાર દર્શન અથવા વૃત્તિ દર્શન કઇ રીતે થાય છે ? ( ૫ ) ત્યારબાદ તેને બુદ્ધિ દર્શન કેમ થાય છે ? ( ૬ ) અને આત્મદર્શનમાં તે કેમ વિરમે છે ? વગેરે બાબતો રાજાજીએ ટુંકમાં દર્શાવી દીધી છે.

' ત્યાગ ' ના લેખમાં પણુ તેમણે વિકાસક્રમ અને પુનર્જન્મનુંજ ચિત્ર આલેખ્યું છે. પ્રથમ સુખ, પછી ત્યાગ અને પછી સ્વરૂપ સાક્ષાત્કારનું દિગ્દર્શન આ લેખમાં છે. આમાં દુઃખનો ઉપયોગ અને જીવનનો અર્થ પણ બતાવી દીધો છે.

' કુદરતનું ગુપ્ત કાર્ય ' નામના ચોથા લેખમાં ( ૧ ) જગતમાં મહાન ફેરફારો કેવી રીતે થઇ રહ્યા છે ? ( ૨ ) વિકાસક્રમમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું શું સ્થાન છે ? (૩) આધુનિક વિજ્ઞાન શાસ્ત્ર કુદરતનું દશ્ય કાર્ય જેમ સમજાવી રહ્યું છે તેમ થીઑસૉફી તેનું ગુપ્ત કાર્ય કેમ સમજાવે છે ? (૪) પુનર્જન્મ એ ઇશ્વરી યોજનાનો કઇ રીતે

એક ભાગ છે ? (૫) દરેક નવી સુધારણામાં સુધારકોનો એક સંઘ અને તેનો નેતા હોય છે અને દરેક નેતા કુદરતની સાંકળની ખુટતી કડી કઇ રીતે પૂરી પાડે છે ? (૬) દરેક નેતા તેના ગત જન્મોનો અનુભવ કઇ રીતે બતાવી રહ્યો હોય છે ? (૭) શરીરની જાતિ બદલાવ્યા છતાં જીવાત્મા પોતાનું સુધારક કાર્ય કેવી રીતે આગળ વધારે છે ? (૮) જગતમાં જ્યારે અવ્યવસ્થા અને મૂશ્કેલી પ્રસરી રહે છે ત્યારે કોઇ મહાન સંદેશક કેમ પ્રગટ થાય છે ? (૯) આ ચાલુ સદીમાં પણ કોઇ મહાન સંદેશક પ્રગટ થઇ પોતાનો સંદેશ કઇ રીતે આપશે ? વગેરે પ્રશ્નોના ઉત્તર તેમણે આપી દીધા છે.

શ્રીયુત જીનરાજદાસજીએ પોતાના ચાર લેખોના સમુહરૂપ આ પુસ્તકમાં પુનર્જન્મ સંબંધી એટલું બધું રહસ્ય બતાવી દીધુ છે કે જો કોઇ પશ્ચિમના માનસ શાસ્ત્ર Psychology અને પૂર્વના અધ્યાત્મ શાસ્ત્રનો અભ્યાસક તે વાંચે તો તે રાજાજીના ગત જન્મો અને તેમની ભવિષ્યની—ભલે હજારો વર્ષના અન્તે પણ—એક મહાન બુદ્ધ થવાની શકિતની જરૂર થોડી ઝાંખી કરી શકે તેમ છે. તેમનાં પુસ્તકોનો આબે-હુબ અનુવાદ કરવો બહુ કઠીન છે. છતાં તેમના પ્રત્યે વિશુદ્ધ પ્રેમ ભાવ અને પૂજ્યભાવ ધરાવનાર મનુષ્ય તેના અનુવાદના પ્રયત્નમાં કેટલેક અંશે ફળીભૂત થઇ શકે ખરો.

શ્રીયુત જીનરાજદાસજી બીજા કોઇ સારા લેખકનું એક પુસ્તક વાંચીને તે પરથી પોતાને નામે એક નવીન પુસ્તક લખી નાખતા નથી તેમ એકાદ ભાષણ આપી દેતા નથી પણ હરકોઇ વિષયનો સારી રીતે અભ્યાસ કરે છે, તેપર લાંબો વખત મનન કરે છે, તેને પોતાનો બનાવી દે છે, પછીજ તે પર ભાષણ આપે છે અગર લેખ લખે છે અને તેને પોતાની ખાસ રીતે સમજાવે છે. જેવાં તેમનાં પુસ્તકો ઉત્તમ પ્રકારનાં છે તેવુંજ

તેમનું જીવન પણ અતિ પવિત્ર અને અતિ ઉત્તમ પ્રકારનું છે. થીઓસોફીકલ સાહિત્યમાં તેઓ જે ફાળો આપી રહ્યા છે તે પણ તેટલોજ ઉત્તમ છે.

ઇ. સ. ૧૯૧૨ ના ( સંવત ૧૯૬૮ ના ) ચૈત્ર માસની પૂર્ણિમા એ તેમના જીવનના એક મહાન બનાવનો દિવસ હતો. તે દિવસે તેમણે 'પુનર્જન્મ' ના વિષય પર પોતાનાથી બનતાં પ્રકાશ જાહેર રીતે નાંખવાનું વચન ઋષિસંઘના એક મહાન્ અધિકારીને આપ્યું હતું એમ તેમના અંગ્રેજી પુસ્તકની અર્પણ પત્રિકા પરથી જણાય છે. આવા ઉપયોગી પુસ્તકનો અનુવાદ કરવા માટે રા. હિરાલાલ બક્ષીને અને તેને પ્રગટ કરવા માટે ગુજરાત કાઠીયાવાડ ફેડરેશનના સંયુકત મંત્રી રા. વેણિશંકર ગોવર્ધનરામ ભટ્ટને ધન્યવાદ ઘટે છે.

રા. હિરાલાલ બક્ષી તેમના ગતજન્મોમાં શ્રીયુત જીનદાજદાસના ભકિતભાવવાળા એક અનુયાયી હોય એમ જણાય છે. તેમને તેઓની વ્યકિત પ્રત્યે અને તેમનાં પુસ્તકો માટે અપૂર્વ માન છે. તેમનાં સઘળાં અંગ્રેજી પુસ્તકોનો અનુવાદ ગુજરાતીમાં જલદી પ્રગટ થાય એવી રા. બક્ષીની તીવ્ર ઇચ્છા છે. આ ઇચ્છાની ખાત્રી તેમણે ટુંક સમયમાં ત્રણ અનુવાદો પ્રગટ કરીને આપેલી છે. આ પુસ્તકમાં જણાવેલા પુનર્જન્મ પર પ્રકાશની ઝાંખી આ અનુવાદના વાચકવર્ગને પણ થાય, તે ઝાંખીથી તેઓના જીવનના પ્રશ્નોનો ખાત્રીજનક ફડચો થાય અને તેઓ સૌ પોતાનું જીવન પુનર્જન્મના નિયમની દૃષ્ટિએ બદલી નાંખવાને શકિતવાન થાય એવી શુભેચ્છા સાથે આ પ્રસ્તાવના સમાપ્ત કરૂછું.

મુંબઇ.<br>કાર્તિક પૂર્ણિમા.<br>સં. ૧૯૭૯.

**હરજીવન કાલિદાસ મહેતા.**

# સી. જીનરાજદાસ.

સાગર અને સરિતાના આલિંગન પર સ્મિત કરતું અડીયાર, જગતના નિર્મલ વાતાવરણના કેન્દ્ર સમુ અડીયાર, થીઓસોફીકલ સોસાયટીના 'ક્રોશેની' સમુ અડીયાર કે જીવનમુક્તોની સ્વપ્નસૃષ્ટિ, દીક્ષિતોની માતૃભૂમી અને કલા, સૌંદર્ય અને બંધુત્વના ગર્ભસ્થાન સમુ અડીયાર હિંદભૂમીનું એક રમણીય સ્થાન છે. થીઓસોફીકલ સોસાયટીના 'કન્વેન્શન' માં પ્રતિ વર્ષે હજારો ભાવી ભક્તોની ઠઠ જામે છે તે મુજબ સને ૧૯૧૪ માં આ પુણ્યભૂમીનાં દર્શન કરવાનું ભાગ્ય મ્હને પણ પ્રાપ્ત થયું હતું. તેજ વર્ષે સી. જીનરાજદાસને મ્હેં પ્રથમ વાર ઓળખ્યા અને યુગોના યુગો સુધી હવે તે ઓળખાણ ભુલી શકાય એવી નથી.

સી. જીનરાજદાસનો જન્મ રામજાનકીની જીવન કથામાં ગુંથાયલી લંકામાં થીઓસોફીકલ સોસાયટીની તવારીખમાં સુવર્ણ અક્ષરે લખાયેલ ૧૮૭૫ ની સાલમાં એક પુરાણ પ્રેમી ચુસ્ત બુધ્ધીસ્ટને ત્યાં થયો હતો. કેટલાંક વર્ષ વિત્યા પછી કેમ્બ્રીજ યુનીવરસીટીની સેન્ટ જ્હોન્સ કોલેજમાં એમનો અભ્યાસ શરૂ થયો. ત્યાં ભાષા ફીલસુફી અને કાયદાનું જ્ઞાન સંપાદન કરી ૧૯૦૦ માં એમણે એમ. એ. ની ડીગ્રી લીધી. આ વખતના એમના સહાધ્યાયી તરીકે ઓં. મી. પ્રાન્જપે તથા જ્યોર્જ એરેન્ડેલની નોંધ લીધા વિના રહી શકાતું નથી. પ્રથમથીજ થીઓસોફીકલ સોસાયટી દ્વારા નિજ માનવ બંધુઓના કલ્યાણમાં ઝંપલાવવાનો તેમનો ઇરાદો હશે એમ તે વખતની એમની જીવનપદ્ધતિપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. ફ્રેંચ,

ગ્રીક, લેટીન, જર્મન, સંસ્કૃત, પાલી તથા અંગ્રેજી ભાષાઓના પક્વ અભ્યાસ સાથે ફીલસુફી અને કાયદાનું જ્ઞાન મેળવ્યા ઉપરાંત પદાર્થ વિજ્ઞાન અને જગદ્ધર્મોના તેઓ એક અથંગ અભ્યાસુ છે તથા હજુ પણ નવીન વસ્તુઓનો અભ્યાસ કરવામાં તેઓ હમેશાં તત્પર રહે છે એ એમના જીવનનું એક દીલહારક પ્રકરણ છે.

ડીગ્રી લીધા પછી કોલોમ્બોમાં આવેલ 'આનંદ બુધ્ધીસ્ટ કોલેજ'ના વાઇસ પ્રીન્સીપાલ તરીકે એમણે કાર્ય કર્યું છે. ૧૯૦૨ માં ચિત્રકળાની લાડકી ઇટલીમાં થીઓસોફીના યુગયુગજુના સત્યોનો રણકાર ગજવી તથા ૧૯૦૪ માં લક્ષ્મીદેવીની માનીતી અમેરીકામાં જાહેર કાર્યો કરી તેમણે પોતાનું નામ પ્રસિધ્ધ કર્યું છે. જીવનની અનેક મીષ્ટ વસ્તુઓને તજી સતગુરૂની સેવામાંજ જીવન અર્પનારના ત્યાગી જીવનમાં ઇશ્વરી જ્યોતના શા શા ઝગકાર ઝમકતા હશે તે તો 'બીનઅનુભવી ના સમજશે' એટલુંજ કહીએ તો બસ.

સી. જીનરાજદાસ પ્લેટો, ડાંટે, રસ્કીન તથા વેગનરના ચુસ્ત અભ્યાસી હોઇ અન્ય થીઓસોફીકલ લેખક અને વકતાઓની ન્યૂનતા રસપૂર્વક પૂર્ણ કરે છે. એમની કૃતિઓમાં રહેલી પ્રેરણાની દિવ્યતા એમના પવિત્ર જીવનની સાક્ષી પુરે છે, એમની રણકાદાર અને ગૌરવભરી શૈલી એમના આંતર વિકાસની વિભૂતીરૂપ ખડી થાય છે. એમનામાં કવિઓની ફુલગો મારતી ઝાઝી કલ્પના નથી અને છતાંય એમની કૃતિઓના ડોલન અને માધુર્ય વડે એ કવિ હૃદયને પણ રંજન કરી શકે છે.

એમણે પોતાનું જીવન થીઓસોફીકલ સોસાયટીને અર્પણ કર્યું છે પણ પોતાની એક વૃધ્ધ માતા અને બે બ્હેનોનું પોષણ પોતેજ પોતાના

પુસ્તકોની કમાણીમાંથી કરે છે એ એક લક્ષમાં લેવા જેવી બીના છે. થોડાંક વર્ષ પૂર્વે એમનાં લગ્ન મીસ ડોરોથી ગ્રેહામ નામનાં એક અંગ્રેજ બાનુ સાથે ઉજવવામાં આવ્યાં હતાં. આ લગ્નમાં શું હિંદ બ્રીટનની એકતા યોજવાનો મર્મ રહેલો હશે? કે સંસાર સુધારાના પક્ષનું સમર્થન કરી જુના વિચારોનું નિકંદન કરવાની તેમની જીજ્ઞાસા હશે? કે જગતના કલ્યાણ માટે કોઇ આદર્શ ભાવિની આ તૈયારી હશે? ગમે તેમ હોય, એની તુલના અને નિર્ણય કરવા આપણે અશકત છીએ, આપણે માત્ર એટલુંજ કહી શકીએ કે મનુષ્યે કયા આત્મા સાથે લગ્ન ગ્રંથીથી જોડાવું એના સર્વ હક્ક સમાજ કે શાસ્ત્રને સ્વાધીન કરી શકાતા નથી; આત્મ સંબંધો માટે મનુષ્યને સર્વ સ્વતંત્રતા છે અને તે હોવીજ જોઇએ. 'લેડબીટર કેસ'ને અંગે ૧૯૦૬ માં એમને થીઓસોફીકલ સોસાયટીમાંથી બર તરફ થવું પડયું હતું પછી ૧૯૦૭ માં એમને પાછા દાખલ કરવામાં આવ્યા હતા. ગયે વર્ષે થીઓસોફીકલ સોસાયટીના વાઇસ પ્રેસીડંટ મી. એ. પી. સીનેટના અવસાનથી એ ખાલી પડેલી જગ્યા સોસાયટીના માનવંતાં પ્રેસીડંટે સી. જીનરાજદાસને આપી છે એજ એમની વધ્યે જતી લોકમાન્યતાનો એક મ્હોટામાં મ્હોટો રદીઓ છે.

એમણે સોસાયટીની અનેક સેવાઓ બજાવી છે અને હજુએ બજાવ્યે જાય છે તથા પોતાના પ્રેરણા પ્રેરિત લખાણો વડે અનેકના જીવન ઉજવલિત કરી રહ્યા છે. જીવનજુની આત્મવિધાના અમરત્વ મનુષ્ય જીવનમાં પ્રગટાવવાં, જીવનની પ્રત્યેક શાખાને પ્રભુત્વનાં પાન સીંચવાં, જીવન સકલને કલામય બનાવવું અને આત્માને ઇશ્વરી સૌંદર્યમાં વિકસાવવો એજ એમના તત્વજ્ઞાનનો એક નિરંતર પડઘો છે. સૃષ્ટિની અનેરી શોભાને, લલિતકલાના ભીન્ન ભીન્ન અંગોને, સૌંદર્યના શોખને જીવનમાં લગારી આત્મ વિકાસ સાધવાના માર્ગો એ બહુ અચ્છીરીતે સમજાવેછે અને પોતાના લેખ

ભાષણોને વિજ્ઞાન અને સાહિત્યની દ્રષ્ટીએ એવા તો સંગીન બનાવે છે કે શિક્ષિત વર્ગ પણ એમના વિચારોની અવગણના કરી શકતો નથી.

અત્યાર સુધીમાં એમના તરફથી અનેક પુસ્તકો પ્રગટ થયાં છે તે, સઘળાની નોંધ લેતાં પહેલાં The story of chatta 'ચત્તની કથા' નામના એમના એક પેમ્ફલેટમાં એમણે વર્ણવેલો ચીતાર બહુજ આબેહુબ છે એમ કહેવાની ખાસ જરૂર જણાય છે. કહે છે કે ચત્તનો પાઠ ભજવનાર એ પોતેજ હતા અને તેથીજ પોતાનો એ પૂર્વાનુભવ આવી સુંદર રીતે એ ખડો કરી શકયા છે. 'ક્રાઇસ્ટ એન્ડ બુધ્ધ' માં વિચારોની સુંદરતા અને ભાષાની સરળતાનું રસિક મિશ્રણ નજરે પડે છે. તથા બાલક જેવાં નિર્મળ હૃદયના તથા કવિઓ જેવા ઉંડા વિચારોવાળાને 'ફુલો અને ફુલવાડીઓ' Flowers and Gardens નું એમનું પુસ્તક કાંઇ અનેરાં ચેતન આપી રહ્યું છે. સુંદર ભાષામાં લખાયલો જીવનનો સાચો માયનો સમજવા ઉત્સુક હોનારને 'પ્રભુને નામે' In His Name અતિ પ્રીય થઇ પડયા વિના રહેશે નહિ પણ એમની ફીલસુફીનું, એમની વિચારશ્રેણીનું દર્શન કરાવનાર 'જ્ઞાનગંગા' What we shall teach સાહિત્ય અને કલા, ધર્મ અને ફીલસુફી ભરી એક સંગીન અને ભાવમય કૃતિ છે અને તે મન અને હૃદયને ઉત્કર્ષે છે એમ કહેવું રહેજ પણ વધારે પડતું નથી. 'ગુરૂદેવનું કાર્ય' Lord's work ન્હાનું પણ ઉપયોગી લખાણ છે અને જે સઘળાઓ 'ગુરૂદેવને નામે' કાંઇ ને કાંઇ કરવા મથી રહ્યા છે તેમને માર્ગદર્શિકાની ગરજ સારે છે. 'શ્રધ્ધા એજ જીવન છે' Faith that is life એમાં લેખકે ગુરૂદેવના અસ્તિત્વથી વ્યક્તિગત જીવન પર કેવી અસર થવી જોઇએ એ બહુ સારી રીતે સમજાવ્યું છે. પણ નિત્યજીવનને 'પ્રભુમય જીવન' બનાવવા માટે કોશેષ કરનારાઓને એમની 'મ્હારી પ્રતિજ્ઞા'

I promise નામનું લઘુ પુસ્તક નિત્ય પાઠ કરવા જેવું લાગે તો તે અસ્વભાવિક નથી. 'વ્યવહારિક થીઓસોફી' Practical Theosophy માં ગૃહજીવનમાં, નિશાળ અને કોલેજમાં, ધંધામાં, વિજ્ઞાનમાં, કલામાં અને રાજ્યમાં થીઓસોફીના સિધ્ધાંતો કેવી રીતે લગાડી શકાય તથા તે વડે જીવનને કેમ દીપાવી શકાય એ બહુ સુંદર અને સ્પષ્ટપણે લેખકે સમજાવ્યું છે. ઉપરાંત ધર્મ અને કર્મ જુદાં છે તથા વ્યવહારિક જીવનમાં ધર્મને પ્રવેશ હોઇજ ના શકે તે મતનું ખંડન કર્યું છે. વળી આત્મજ્ઞાન–થીઓસોફી–ના અચળ સિધ્ધાંતો પર નવોજ પ્રકાશ પાડતું 'પુનર્જન્મ પર પ્રકાશ' How we remember our past lives એક મનનીય પુસ્તક છે. જે સઘળાઓ સમાજ અને વ્યક્તિગત જીવનના ગુંચવાડા ઉકેલવા મથે છે તેમને આ પુસ્તક અવશ્ય સહાય કરશે. હજુ 'ફર્સ્ટ પ્રીન્સીપલ્સ ઓફ થીઓસોફી' તરફ દૃષ્ટિ કરીએ તે પહેલાં 'મેસેજ ઓફ ધી ફ્યુચર' અને 'નેચર ઓફ મીસ્ટીસીઝમ' રહી જાય છે. એકમાં ભવિષ્યની સમાજ રચના બંધુત્વના પાયાપર રચાશે એને લગતાં સુંદર ભાષણોનો સંગ્રહ છે અને બીજામાં 'મીસ્ટીસીઝમ' ની વિવિધ શાળાઓ નું સ્પષ્ટીકરણ કર્યું છે. 'આર્ટ એન્ડ ઇમોશન્સ' માં કલાવડે ભાવનાઓને ઉન્નત કરવાનો માર્ગ સુચવ્યો છે તથા 'મીટીંગ ઓફ ધી ઇસ્ટ એન્ડ વેસ્ટ' માં પૂર્વ પશ્ચિમની ભાવનાઓના ઉપયોગી તત્ત્વો આલેખ્યાં છે. જીવન શાખાઓના સડાને નાબુદ કરનારાઓ માટે 'થીઓસોફી એન્ડ રીકન્સ્ટ્રકશન' ઉપયોગી લેખોનો એક સંગ્રહ છે તથા આધુનિક સંસ્કૃતિના ઉપાસકો માટે 'થીઓસોફી એન્ડ મોડર્ન થોટ' એક બુધ્ધી ગ્રાહ્ય અને હૃદય પ્રેરિત ગ્રંથ છે. પણ સી. જીનરાજદાસનું જો કોઇ 'માસ્ટરપીસ' હોય તો તે 'ફર્સ્ટ પ્રીન્સીપલ્સ ઓફ થીઓસોફી' છે. આ પુસ્તક એમણે ૧૧ વર્ષના સતત વિચારના પરિણામ રૂપે રજુ કર્યું છે. વિજ્ઞાન વાદના અધુરાં સત્યોને પરિપૂર્ણ કરનાર આ પુસ્તક થીઓસોફીનાં

સાહિત્યમાં એક બુલંદ ઉમેરો છે. અને તે થીઓસોફીના સુત્રો નવાજ પ્રકાશમાં સમજાવે છે. એમનાં સર્વ લખાણોમાં કવિતા જેવી કોમલતા તથા ઉચ્ચ પ્રકારનો આદર્શવાદ નજરે પડે છે તથા એમના સંદેશમાં સ્નેહ અને સૌંદર્ય તથા કલાની રસિલી ભાવનાઓના સંગીત ભર્યા ગુંજન શ્રવિત થાય છે તેથીજ પ્રત્યેકને તે આકર્ષી રહ્યાં છે કારણ કે કોણ છે એવો જેમાં સ્નેહ અને સૌંદર્યના અણું વસતા નથી ને જેને મીઠું મધુરૂં સંગીત પણ ગમતું નથી? એમની તુલના કરતાં રે. બીશપ લેડબીટર લખે છે કે. સી. જીનરાજદાસ is one who more closely follows the Great World Teacher—one of the few among us born upon the same line, for most of us have to transfer ourselves to that of the World Teacher, but here is, one who was born on that Ray, as we call it, or that line, a thing which happens to but few among us.*

હવે, એમની ફીલસુફીનું સંઘટન કરવામાં પ્રભુત્વ, સ્નેહ અને સૌંદર્ય એવા ત્રણ મુખ્ય લક્ષણો દૃષ્ટી પટ આગળ ખડા થતા જાય છે.

Divinity પ્રભુત્વ: જગતની વસ્તુ માત્રમાં અને જીવનની પ્રત્યેક કૃતિમાં માત્ર એકજ અનાદિ નૂર પ્રસરી રહ્યું છે. સુખ, આશકિત

---

* **ભાવાર્થ**: આપણામાંના ઘણાઓને ગુરૂદેવની દિશા તરફ વળવું પડે છે પણ **સી.** જીનરાજદાસ જન્મથીજ મહાન ગુરૂદેવની દિશા તરફ વળી રહ્યા છે અને બહુજ બારીકાઇથી તેમને અનુસરી રહ્યા છે. આપણામાંના બહુ થોડા જણુજ આ પ્રમાણે કરી શકતા હશે પણ એ તો ખુદ ગુરૂદેવના 'રે' (કીરણ) ના છે જે ભાગ્ય બહુ થોડાનાજ નસીબમાં લખાયલું હોય છે.

ઉચ્છેદન કે ત્યાગ—આ સર્વ દ્વારા મહાન પ્રભુ પોતાની યોજના યોજી રહ્યો છે. કામ, ગર્વ અને સ્વેચ્છા દ્વારા પણ તેજ મહાન વિભુ મનુષ્યોનો વિકાસ વધારી રહ્યો છે. અવસાન અને અવતરણ, પ્રેમ અને દ્વેષ, મીલન અને વિરહ, સેવા અને વંદન—આ સર્વ પગથીએ પ્રદર્શીત થયેલ ચેતન માત્ર તે મહાન પ્રેમીનુંજ ચેતન છે. કાર્ય માત્ર પ્રભુનું કાર્ય છે માટે તે પૂર્ણ રીતે પાર પાડવું જોઇએ, મનુષ્ય માત્ર પ્રભુનુજ પ્રતિબિંબ છે માટેજ તેને બંધુ તરીકે સેવવો જોઇએ. The wicked man is not a wicked soul માણુસ ગમે તેટલો દુષ્ટ કે સ્વચ્છંદી હોય છતાંય તેનો આત્મા દુષ્ટ અને સ્વછંદી નથી એમ સમજી મનુષ્ય માત્રની સાથે એકતા યોજવી અને તે દ્વારા The Lover and the Beloved are one without a second જેવો અદ્વૈત ભાવ પ્રગટાવવો એજ સાચું પ્રભુત્વ છે.

Love સ્નેહ: મનુષ્યની સર્વે ગડમથલો દ્વારા વિશ્વના મહાન પ્રેમીનો સ્નેહ નીઝરી રહ્યો છે, મનુષ્યની ડોલમડોલ કૃતિઓ પર તે મહાન પ્રેમી સર્વદા સ્મિત કરી રહ્યો છે તથા ભિન્ન ભિન્ન માર્ગે તે મહાન પ્રેમી પોતાની પ્રિયતમાઓને સ્વાલિંગનમાં આમંત્રી રહ્યો છે, પ્રેમના આવાસમાં સર્વ શકિતઓ વિકસીને પુર્ણ થાય છે, સર્વ જ્ઞાન તેમાં સમાઇ જાય છે કારણ કે સ્નેહ અને સૌંદર્ય વચ્ચેનો ઝણકાર એજ જ્ઞાન છે. પોતાના પ્રિયતમને એકવાર ઓળખ્યા પછીથી તેમની ઇચ્છાનુસાર વર્તન કરવામાંજ પ્રીયતમાનું સુખ નીવાસે છે ત્યમ આ મહાન પ્રેમીની ઝાંખી થયા પછી તેની પ્રણાલિકા થઇ રહેવામાંજ મનુષ્ય માત્રને સુખ લાગવું એજ પ્રેમની પરાકાષ્ટા છે, એજ જીવનનું ધવલ શિખર છે. મનુંષ્યની આપત્તી અને વિપત્તીઓમાંય તે મહાન પ્રેમી આપણી પડખેજ ઉભા છે એવો વિશ્વાસ રહેવો એ દુ:ખ અને વિપત્તીનો પરાભવ કર્યા સમુ છે. નર્કમાં પણ પ્રભુને નિહાળવો એ નર્કને સ્વર્ગ સમુ બનાવવા જેવું છે.

સૌંદર્ય Beauty: પ્રભુ સૌંદર્ય સ્વરૂપ છે અને વિશ્વ એ પ્રભુનું પ્રતિબિંબ છે માટેજ વિશ્વની સર્વ વસ્તુઓ સૌંદર્યમય હોવી જોઇએ. ધૂળની રજમાં કે મનોહર પુષ્પોમાં, કુંજ અને કોતરોમાં, ખીણુ અને ખેતરોમાં, સાગર અને સરિતામાં સ્થળે સ્થળે એકજ સૌંદર્ય વ્યાપી રહ્યું છે, એકજ ચેતન ઉછળી રહ્યું છે. પ્રિયતમાના નયનમાં કે બાળકના હાસ્યમાં, ગુલાબની સુરભીમાં કે અનિલથી હીંચાતા સુવર્ણ ડુંડાઓવાળાં ખેતરોમાં, નિદ્રાવશ થયેલ પ્રિયતમાના સ્મિત સમાન સૌંદર્ય રહેલું છે. અચળ કુદરતમાં, સૃષ્ટિની શોભામાં માનસીક મહેલોમાં, કવિ, કળાશાસ્ત્રી કે વિજ્ઞાનશાસ્ત્રીની કૃતિઓમાં સ્વર્ગ અને નર્કમાં, સુખ અને દુઃખમાં સર્વદા આનંદમય સૌંદર્ય સમાયલું છે. કારણુ કે Beauty is Divinity પ્રભુતા એજ સુંદરતા છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો ઉપણુતાના ઉંડાણુની પેલે પાર વસે છે એક **પરમ ચૈતન્ય** અને તેજ સૌંદર્ય છે. વિશ્વની રજેરજમાં સમાયલા આ સૌંદર્યનો સાક્ષાત્કાર કરવાની ખાહેશ રાખનારને સી. જીનરાજદાસ સંબોધે છે કે **ચાહો એટલે તમને પરમ સૌંદર્યનાં દર્શન થશે, પવિત્ર બનો અને તમે તેની શક્તિ અનુભવી શકશો, સત્યપરાયણ થાવ એટલે તે શક્તિનો સદુપયોગ કરતાં તમને આવડશે.**

સાગરને પ્રભુની પ્રતિમા સમ લેખવો, પર્વતને પ્રભુના સામંત સમ લેખવો, સૂર્યાસ્તના આમંત્રણુ સ્વીકારી પ્રભુ સમીપ પહોંચવું, પુષ્પમાં પ્રભુની પરાગ અનુભવવી કે પ્રિયતમાની સંકલના સનેજ કરવી, કાવ્યદ્વારા સ્વર્ગમાં સંચરવું, ચીત્રોદ્વારા સૃષ્ટિના નમુના સમજવા, સાહિત્ય દ્વારા આત્મરણુકાર સૂણવા, નાટયદ્વારા લાગણીઓને વિશુધ્ધવવી, સંગીત-દ્વારા સ્વર્ગે સીધાવવું, શિલ્પદ્વારા સંગીનની વિભૂતીઓ પેખવી, ઝખમ સહન કરી ઝખમ રૂઝવતાં શીખવું, આંસુ પી આંસુ લ્હોતાં થવું–આ લલીત કળાના ગાન ગુંજનાર સી. જીનરાજદાસને વીસમી સદીનો રસ્કીન

કહીએ તો તે કોઇ રીતે ખોટું છે? આવી ઉન્નત ફીલસુફીને પાયે In His name દેવાર્પણ મંડાવ્યું છે. સર્વ કૃત્તિઓ પ્રભુના યજ્ઞ કુંડની આહૂતીરૂપ છે એમ સમજી પ્રભુનાજ નામથી કરવામાં આવે તોજ પ્રભુનો પ્રકાશ તેમાંથી પ્રકાશી નીકળે છે, "આ, હે પ્રભુ, હું તારા નામથી અને તારે ખાતર કરૂં છું" એવા ભાવમાંજ શકિતના ઝરણ અખુટ રહે છે–પછી કાર્ય મોટું હોય કે ન્હાનું હોય તેની કશી ગણના નથી.

સી. જીનરાજદાસનો થીઓસોફીસ્ટ બંધુઓને શો સંદેશ છે તે હવે આપણે તપાસીએ.

પ્રથમમાં પ્રથમ સર્વ થીઓસોફીસ્ટે આદર્શવાદી થવું જોઇએ. આપણા જીવનનો અમુક વખત આ વ્યવહારિક જગતથી અલગ થઇ આપણી સ્વપ્ન સૃષ્ટિમાં ગાળવામાં આપણને જે મોંઘી મીઠાસ જણાય છે તે અન્ય કોઇ સ્થળે મળી શકતી નથી. આપણી સ્વાર્થવિહોણી કલ્પનાઓ, પ્રેમથી રસબસતાં આપણાં સ્વપ્નાઓ, જગત સેવાની મહાન ભાવનાઓમાં જીવન નિર્ગમન કરવું એ પૃથ્વી પર સ્વર્ગ ઉતાર્યો સમોવડું છે. આવા સ્વપ્નની ભીતરે સ્વપ્ન ઘડનાર એકજ વ્યકિત છે એમ સમજ્યા પછી આવાં સ્વપ્ન વાસ્તવિક નથી એમ કહેવાની ધૃષ્ટતા આપણે ધારી શકતા નથી. સ્વર્ગનું કે મહાન ગુરૂદેવનું પૃથ્વીપર દર્શન કરાવનાર વસ્તુઓમાં આપણી સ્વપ્નસૃષ્ટિ મોટો હિસ્સો અર્પે છે; પ્રભુના સાક્ષાત્કારની આજ એક ભૂમિ છે, આજ એક ચેતનમય સૃષ્ટિ છે. પણ એ કલ્પનાવિશ્વમાં આનંદ પામવા માટે ખાસ અવશ્યનું છે કે આપણી લાગણીઓ તથા આપણા વિચારો પવિત્ર અને શુધ્ધ થયેલાં હોવાં જોઇએ, નહિ તો તેવા મલીન હથીઆરો દ્વારા ઇશ્વરી જ્યોત પ્રગટી શકતી નથી. જગત પર સાચું સુખ મેળવવાનું આજ એક સ્થાન છે. આપણી

ભાવનાઓમાંથી "હું પદ" જેટલું દૂર થાય તેટલેજ આનંદ આપણા અંતરમાં પ્રવેશે છે. "હું" ના બંધનોથી મુકત થવું એ સર્વદાને માટે આનંદ સૃષ્ટિ–આદર્શ સૃષ્ટિ–માં નીવાસ્યા સમુ–પ્રભુની છાંય વિહોણી જ્યોતમાં વિકસવા સમુ છે.

વળી, થીઓસોફીસ્ટ બંધુઓની ફરજ છે કે તેમણે નિસ્વાર્થતા–ત્યાગના–ઉંચ્ચ સિધ્ધાંતો જીવનવત્ કરવા મથન કરવું. જગત કલ્યાણને માટે જે મહાન ત્યાગ સી. જીનરાજદાસે દાખવ્યો છે તેને પુર્ણ રીતે સમજી શકવા નફા તોટાના હિસાબ ગણનાર માનવીઓ અશકત હોય તો તે તેમનો દોષ નથી. જે સર્વ મનુષ્યો ઉંચ્ચ જીવન, આધ્યાત્મ જીવન ગાળવા વાંચ્છી રહ્યા છે તે સર્વને જગતની આશકિત પરથી મોહ ઉઠાડયા વિના ચાલી શકતું નથી. ચળકતી અને સુંદર જણાતી વસ્તુઓપર પતંગીઆની માફક મોહી પડી તેને ખુદ જીવનનું લક્ષ્ય બીંદુ બનાવવામાં જીવનનું મહાન કાર્ય વિસારે પડી જાય છે જીવનનું આદર્શ ગુરૂદેવ યા સેવા મટી જગતની ફાની વસ્તુઓ થઇ પડે છે. માટેજ સાચા આધ્યાત્મ જીવનની શરૂઆત પૂર્વે જગતની મોહજાળ સંકેલાવી જોઇએ. પ્રવૃતિ માર્ગ પુરો કર્યા પછી નિવૃતિ માર્ગની શરૂઆત થતાં લઘુ વસ્તુઓમાંથી દીલ ઉઠી સર્વ સૂર્ય માળાઓના અધિષ્ઠાતા ગુરૂદેવ તરફ દ્રષ્ટી મંડાવી જોઇએ. 'ફાઇસ્ટ અને યુવાન રાજા' ની વાત પ્રત્યેક થીઓસોફીસ્ટે સ્મરણમાં રાખવી જોઇએ. તથા જીવનની ઘડીયે ઘડીયે પોતે જગતને શું શું બક્ષી શકવા સમર્થ છે તેનોજ ખ્યાલ કરવો જોઇએ. જગત પાસેથી ધન, માન, આબરૂ કે પ્રતિષ્ઠા મેળવવાની ઇચ્છાઓને હવે તેણે બરતરફ કરવી જોઇએ. અહંભાવનાને ટુંકામાં તેણે પોતાના જીવાત્માની આજ્ઞા તળે આણવા મથવું જોઇએ. આ અહંભાવના જીવાત્માનું હથીયાર ન થઇ શકતું હોય તો કુદરત આખરે તેને ફરજ પાડે છે અને હજારો વાર છુંદાયા

અને અકળાયા પછી તે સત્ માર્ગે આવી રહે છે. માટે હરેક થીઓ-સોફીસ્ટનું કર્તવ્ય છે કે પોતાના શરીરો શુદ્ધ કરી તેણે પોતાની Personality અહંભાવનાને પોતાની ઇચ્છાનુસાર વર્તતાં શીખવવું જોઇએ. અને તેને માટે જગતના મોહ કે વિલાસ વૈભવ પરથી પોતાનું ચીત્ત ખસેડવું જોઇએ. હરેક કલાકે નવીન પયગામ સુણનારે હરેક કલાકે ત્યાગી થવું જોઇએ. ગુરૂદેવ ખાતર સર્વ વસ્તુઓ વિના નિભાવી લેતાં તેણે હવે શિખવું જોઇએ. સૂર્ય આગળ તારલાઓ જેમ ઢંકાય છે તેમ ગુરૂદેવની ઇચ્છા આગળ અન્ય સર્વ વસ્તુઓ ઢંકાવી જોઇએ.

અને ત્યાર પછી જગતમાત્રમાં સર્વ સ્થળે પ્રસરી રહેલી મહાન ઇશ્વરી યોજનાને તેણે સહૃદય અનુસરવું જોઇએ. ગુરૂદેવ પ્રેમ સ્વરૂપ છે અને પ્રેમ સર્વ વસ્તુઓનું જ્ઞાન આપી શકે છે માટેજ ગુરૂ દેવ આપણી સર્વ વિગતો પિછાણે છે અને જે આપણા વિકાસને મદદ કરતા છે તેજ આપણુને બક્ષે છે એમ વિશ્વાસ રહેવો એજ ઇશ્વરી યોજના પર વિશ્વાસ રાખવાનો અર્થ છે. ઇશ્વરી યોજના મનુષ્યોમાંથી દૈવોની આકૃતિઓ ઘડતી જાય છે, સુખ દુ:ખના શસ્ત્ર વડે તે પોતાનું કાર્ય સાધતી જાય છે. ઇશ્વરી યોજના ગમે તેટલી ક્રુર દેખાય છતાંય તેની પાંખડીયે પાંખડીયે અકુરતા પથરાઇ છે અને તેમાંથી માત્ર સર્વોત્તમ ફળજ નિપજી રહ્યાં છે એમ સમજવું તથા Aœnian music measuring out the steps of Time, the shocks of chance, the blows of Death* એવાં કવિ ટેનીસનનાં ગાન ઝીલવાં એજ સાચા થીઓસોફીસ્ટ થવાનો માયનો છે. ઇશ્વરી યોજનાની ઇચ્છાનુસાર વર્તન કરવામાં વિલંબ થતાં તે આપણુને

---

* **ભાવાર્થ**: એક અનાદિ નાદ કાળની ગતી, અકસ્માતના ઝટકા અને મૃત્યુના ફટકા નિરંતર માપે છે.

વિધે છે. તેનામાં કુસુમ જેવી કોમળતા, લલિતાના જેવું લાવણ્ય રહેલાં છે. તેનું અંતર એક દેવીના જેવું છે પણ તેનો પંજો એક સિંહણના જેવો વિકરાળ છે. માટેજ અનંત જીવનની લ્હાણુ લેનાર થીઓસોફીસ્ટે આ ઇશ્વરી યોજનાને અનુસરવું સર્વ રીતે ઇષ્ટ છે. પ્રભુની એવી એક પણ કૃતિ નથી જે મનુષ્યના વિકાસને વધારી ન રહી હોય, મનુષ્યની ટુંકી દૃષ્ટિ તેને સમજી શકતી નથી એ મનુષ્યની ભૂલ કે પ્રભુનો અન્યાય?

સી. જીનરાજદાસનો જગતને શો સંદેશ છે તે જાણ્યા સિવાય અત્યારનુ લખાણ અધુરૂં ભાસે છે. નવયુગની જે મહાન તૈયારીઓ થઇ રહી છે તે સર્વમાં સફળતા અર્થે પ્રેમ યા બંધુત્વ એજ એમનો ધ્વની છે, એજ એમનો મંત્ર છે. આપણી સુધારણા જે પ્રેમ અને બંધુત્વ વિના નિષ્ફળ નીવડી છે તે સફળ કરવા અન્ય કોઇ ગ્રહેલો માર્ગ મળી શકનાર નથી. અત્યાર પર્યંતની આપણી સુધારણાએ ઝાકળના ટીપાંમાં સૌંદર્યનો સાક્ષાત્કાર કરતાં આપણને શિખવ્યું છે, પણ મનુષ્ય હૃદયથી સરી જતાં ઉન્હાં અશ્રુઓમાં તેજ સૌંદર્ય નિહાળતાં તેણે આપણને શિખવ્યું નથી એજ એની નિષ્ફળતા છે. મંજુલ ગાનમાં પ્રભુના અવાજને સુણતાં તેણે આપણને શીખવ્યું છે, પણ દુઃખી દીલની કારમી ચીસોમાં તેજ અવાજ સાંભળતાં તેણે આપણને શિખવ્યું નથી એજ એની ઉણપ છે. જગતની શોભા સમા સુંદર તાજમહાલમાં ઇશ્વરી ચેતન દાખવ્યું છે, ગરીબોની રંક ઝુંપડીઓ તથા તેમની સ્લમ્સ ( slums ) માં પણ તેજ ચેતન પારખતાં તેણે આપણને શિખવ્યું નથી એજ તેની અધુરાશ છે. આ નિષ્ફળતા, આ ઉણપ અને આ અધુરાશ દૂર કરવા બંધુત્વ અને પ્રેમની જ્યોત જીવનમાં સળગાવવી એજ નવયુગની તૈયારી કરનાર મનુષ્યોનો ધર્મ છે, એજ તેમની ફરજ છે, એજ મોટામાં મોટી સેવા છે.

# ગત જન્મોની યાદ.



આ વિશ્વની વ્યવસ્થા સમજવાને જે ત્રણ સિદ્ધાંતો જાણવા આવશ્યક છે, તે ઉન્નતિક્રમ, પુનર્જન્મ અને કર્મ છે. જગતમાં બનતા તમામ પ્રશ્નોનો ખુલાસો આ ત્રણ નિયમોના જ્ઞાનથી આપી શકીએ, અને કવિ **મીલ્ટન**ના શબ્દો પ્રમાણે "મનુષ્યો આગળ પ્રભુના માર્ગોમાં રહેલું ડહાપણ સાબીત કરી શકીએ."

પુનર્જન્મ અને કર્મનો નિયમ એવી રીતે એક બીજા સાથે સંકળાયેલા છે કે એકનો નિર્ણય કરતાં બીજાનો વિચાર કરવાની જરૂર પડયા વિના રહે નહિ. જે નિયમોએ જગતના મનુષ્યોને પ્રકાશ આપી તેમના જીવનનો બોજો હલકો કર્યો છે, તેમાં આ પુનર્જન્મનો નિયમ ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

એક મનુષ્ય ધનવાન કેમ અને બીજો ગરીબ કેમ, એક મનુષ્ય બુદ્ધિશાળી કેમ અને બીજો મૂર્ખ કેમ, આ પ્રશ્નોના પ્રત્યુત્તર પુનર્જન્મના નિયમથી મળી શકે છે. વળી તેથી આપણને આશા આવે છે કે હાલ આપણી ગમે તેવી સ્થિતિ હોય, પણ ભવિષ્ય આપણા હાથમાં છે. હાલ આપણે જો પ્રયત્ન કરીએ તો, આપણે ભવિષ્યમાં જ્ઞાની બની શકીએ, અને જે જે બાબતોની આપણામાં ખામી હોય, તે તે બાબતો આપણે ભવિષ્યમાં મેળવી શકીએ.

આ પુનર્જન્મનો સિદ્ધાંત જૂદાં જૂદાં ધર્મોમાં દૃષ્ટિગોચર થાય છે. હિંદુધર્મ, બૌદ્ધધર્મ, અને જૈન ધર્મ ખુલ્લી રીતે તેનો સ્વીકાર કરે છે. જીવનના અનેક પ્રશ્નોનો ખુલાસો તે સિદ્ધાંતદ્વારા તે આપી શકે છે.

ભગવદ્‌ગીતા જણાવે છે કે:—

वासांसि जीर्णानि यथा विहाय
नवाणि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥
देहिनोऽस्मिन् यथा देहे कौमारं यौवनं जरा
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥

જેમ પુરૂષ જીર્ણ થઇ ગયેલાં વસ્ત્રોનો ત્યાગ કરીને નવાં વસ્ત્રો ધારણ કરે છે, તેમ દેહધારી જીવ જીર્ણ થયેલા દેહોનો ત્યાગ કરી બીજા નવા દેહ ધારણ કરે છે. જેવી રીતે દેહધારી જીવને એકજ દેહમાં કૌમાર, યૌવન તથા વૃદ્ધાવસ્થા આવે છે, તેવી રીતે તેને બીજા દેહ મળે છે. તેથી ધીરપુરૂષ તેને માટે શોક કરતો નથી. બૌધ અને જૈન ધર્મ આ પુનર્જન્મના નિયમને તત્ત્વજ્ઞાનના પાયારૂપ માને છે.

ઑસ્ટ્રેલિઆના જંગલી લોકો પણ આ નિયમને માને છે. તે દેશનો એક જંગલી ખુશીથી ફાંસીએ જવાને તૈયાર થયો, અને તેનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે "કાળા માણસ તરીકે નીચે પડીશ, ધોળા માણસ તરીકે ઉભો થઇશ અને ચાપાણી વાસ્તે કેટલાક પૈસા પણ મને મળશે." અસલના ગૅાલ લોકો પણ તે સમજતા હતા. જ્યુલીઅસ સીઝર લખે છે કે તે ગૅાલ લોકો પુનર્જન્મના નિયમને માનતા હતા, અને તેથી તેમનામાં મરણનો ભય નહિ જેવો હતો. પ્રાચીન ગ્રોસના તત્ત્વવેત્તાઓ તે માનતા હતા. ગ્રીક જ્ઞાની પાયથેગોરાસ પોતાના શિષ્યોને કહેતા કે હું પૂર્વભવમાં ટ્રાયના ઘેરા વખતે એક યોધ્ધો હતો.

ખ્રીસ્તી ધર્મમાં આ માન્યતા ચોકખી ચાલી આવેલી નથી. ખ્રીસ્તી ધર્મના પ્રારંભકાળમાં તે નિયમનો સ્વીકાર થયો હતો, પણ પછીના સમયમાં તે નિયમ તે ધર્મમાંથી ચાલ્યો ગયો છે; તે છતાં તેનો કાંઇક પુરાવો બાઇબલમાંથી મળી આવે છે.

એવી માન્યતા હતી કે, ક્રાઇસ્ટના જન્મ પૂર્વે ઇલાઇઝા જન્મવાનો હતો. પણ ઇલાઇઝા તો ન આવ્યો અને જ્હોન ધ બેપટીસ્ટ આવ્યો. ત્યારે ક્રાઇસ્ટને પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કે આ જ્હોન ધ બેપટીસ્ટ તેજ ઇલિઆઇઝા છે? તેના જવાબમાં ક્રાઇસ્ટે કહ્યું કે "જો તમે સ્વીકારો તો જે ઇલાઇઝા આવવાનો હતો તે જ આ છે."

જો કે ખ્રીસ્તી ધર્મે આ સિદ્ધાંતનો અનાદર કર્યો છે, તોપણ ખ્રીસ્તી કવિઓ તેની અસરથી દૂર રહી શકયા નથી. યંગ કવિ "રાત્રિના વિચારો" એ કાવ્યમાં લખે છે કે:—

Look nature through; tis revolution all.
All change, no death; day follows night and night
The dying day, stars rise and set, and set and rise;
Earth takes the example. All to reflourish fades,
As in a wheel—All sinks to re-ascend,
Emblems of man, who passes, not expires.

કુદરતને બરાબર નીહાળો, જ્યાં ત્યાં ફેરફારજ છે. બધા ફેરફારો, પણ મરણ નહિ. રાત્રિ પછી દિવસ આવે છે, અને મરણ પામતા દિવસ પછી રાત્રિ આવે છે. તારાઓ ઉગે છે ને આથમે છે; અને આથમે છે ને ઉગે છે. પૃથ્વી પણ તેનું અનુકરણ કરે છે. સઘળું સારા ફળમાં આવવાને કરમાય છે. ચક્રની માફક સઘળું નીચે જાય છે, તે ઉંચે ચડવાને વાસ્તેજ છે. મનુષ્ય પણ નાશ પામતો નથી, પણ પસાર થાય છે.

ડ્રાયડન કવિ તો એટલે સુધી કહે છે કેઃ—

Death has no power the immortal soul to slay,
That, when its present body turns to clay,
Seeks a fresh home, and with unlessened might;
Inspires another frame with life and light.

મૃત્યુમાં અમર આત્માનો નાશ કરવાનું સામર્થ્ય નથી. જ્યારે તેનું હાલનું શરીર માટીમાં ભળી જાય છે, ત્યારે તે નવું ઘર શોધે છે, અને તેટલાજ બળથી બીજા શરીરમાં પ્રકાશ અને જીવન રેડે છે.

કવિ વર્ડ્ઝવર્થ પોતાના 'અમરપણા'ના અમર કાવ્યમાં લખેછે કે,

The soul that rises with us, our life's star,
Hath had elsewhere its setting
And cometh from afar.

આપણા જીવનનો તારો—આપણો આત્મા—બીજે સ્થળે આથમ્યો હતો, અને ઘણે દૂરથી આવેલો છે.

વૉલ્ટ વ્હીટમન નામનો અમેરિકન તત્ત્વવેત્તા જણાવે છે કેઃ—

As to you, Life, I reckon you are the leaving of many deaths;

No doubt I have died myself ten thousands times before.

હે જીવન! તારા સંબંધમાં મારી ગણત્રી એવી છે કે તું ઘણા મરણોના ફળરૂપ છે. ખરેખર હું આ પહેલાં દશ હજારવાર મરણ પામ્યો છું.

ધર્મો અને કવિઓની વાત તો દૂર રહી; પણ વિજ્ઞાનશાસ્ત્રી પ્રો. હક્ષલી જણાવે છે કે.

" None but the hasty thinkers will reject it...

Like the doctrine of evolution itself, that of transmigration has its root in the world of reality."

જેનામાં દીર્ઘ વિચાર કરવાની શક્તિ નથી તેવા જ લોકો આ વિષયને સ્વીકારશે નહિ. વિકાસક્રમના નિયમની માફક આ દેહાન્તર-વાદનું મૂળ સત્ય ઉપર અવલંબેલું છે."

અત્યાર સુધીના પુરાવા એ અમુક મોટા મનુષ્યોના કથનપર આધાર રાખે છે. પણ અહીં કોઇ પ્રશ્ન કરે કે "જો હું પૂર્વના ભવોમાં જીવ્યો હોઉં તો મને તે ભવો કેમ યાદ આવતા નથી? અને યાદ આવે એવા કોઇ માર્ગ હોય તો બતાવો."

આ પ્રશ્નને આપણે બે વિભાગમાં વ્હેંચી નાખીશું. પ્રથમ પ્રશ્ન એ થાય છે કે ગતજન્મો કેમ યાદ રહેતા નથી? આ પ્રશ્નનો જવાબ આપીએ તે પહેલાં સ્મરણ એટલે શું? તેનો માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરવાનો છે. સ્મરણ શક્તિનું કામ ભૂતકાળના અનુભવો એકઠા કરી તેના સંસ્કાર યાદ રાખવાનું છે. દાખલા તરીકે પેન્સીલ ઘડતાં મારી આંગળીએ ચપ્પુ લાગ્યું; આથી મને દુઃખનો અનુભવ થયો. થોડા વખતમાં શાથી વાગ્યું એ ભાન અદૃશ્ય થાય છે, પણ દુઃખ રહે છે. વખત જતાં દુઃખ પણ શમે છે, પણ તેનું સ્મરણ રહે છે, અને મનમાં એવો સંસ્કાર રહે છે કે ધારવાળું ઓજાર વાપરતાં સાવધ રહેવું.

મગજને બે પ્રકારનું કામ કરવાનું છે; એક કામ તો યાદ રાખવાનું, અને બીજું કામ ભૂલવાનું. આપણે મૂળાક્ષર અને બારાખડી લખતાં શીખ્યા તે વખતે દરેક અક્ષરના ભાગ ઉપર આપણે ધ્યાન આપવું પડતું હતું. કેવી રીતે તે મૂળાક્ષરો ઘુંટાયા હતા, એ બધું જો સ્મરણશક્તિમાં રાખીને લખવામાં આવે તો એક નાનું સરખું વાક્ય લખતાં પણ અર્ધો કલાક ચાલ્યો જાય.

તે મૂળાક્ષરો લખવાની ક્રિયા ભુલી જવામાં આવે છે, પણ તે લખવાનું કામ ત્વરાથી થઇ શકે છે.

તેવીજ રીતે ચાલવાની ક્રિયાના સંબંધમાં વિચાર કરીએ. આપણે દરેક પગલું ભરતાં પહેલાં ચાલવાના આપણા બાળપણના પ્રયત્નો, શંકાઓ, ડગમગતી સ્થિતિ, તે ચલાવામાં થતું દુઃખ વગેરે યાદ કરીએ તો આપણું મગજ એટલાં બધા સ્મરણોથી ભરાઇ જાય કે તે પગલું ભરવાનું કામ અટકી જાય, તો પછી દોડી તો શી રીતે શકાય? આપણે તે ચાલવાની શક્તિ મેળવવા કરેલો પ્રયત્ન ભૂલી જઇએ છીએ, પણ તે દ્વારા મેળવેલી શક્તિ તો આપણી સાથે જ છે, અને નિરંતર આપણે તેનો ઉપયોગ કરીએ છીએ.

સ્મરણશક્તિમાં આ પદ્ધતિ ચાલ્યા જ કરે છે. આપણે એક સ્થૂલ દૃષ્ટાંત લઇએ. એક મનુષ્ય પાસે એક હજાર પૈસા છે; હવે તે સાથે રાખવા કરતાં પંદર રૂપીઆ રાખવાનું કામ સહેલું લાગે છે. પંદર રૂપીઆ કરતાં એક સોનામહોર પાસે રાખવી વધારે સુગમ જણાય છે; અને સોનામહોર કરતાં પણ તેટલી કીંમતની નોટનો ભાર ઓછો જણાશે. તેવીજ રીતે આપણા અનેક અનુભવો, લાગણીઓ, અને વિચારો કુદરતી ક્રમમાં શકિતઓ, સંસ્કારો અને પ્રેમ કે દ્વેષની લાગણી રૂપે ફેરવાઇ જાય છે. આપણને પૂર્વ ભવો—ગતજન્મો

યાદ રહેતા નથી, પણ તે જન્મોમાં કરેલાં કાર્યો, વિચારો અને વાસનાઓ આ ભવમાં આપણી શકિતઓ, આપણું ચારિત્ર, આપણી પરિસ્થિતિ રૂપે પ્રકટ થાય છે.

બર્ગસન નામનો આધુનિક તત્ત્વજ્ઞાની બહુજ ખુલ્લી રીતે જણાવે છે કે:—

"આપણે ભૂતકાળના થોડા ભાગવડે વિચાર કરીએ છીએ, પણ આપણા આત્માના વલણ સાથે સમગ્ર ભૂતકાળના અનુભવોવડે ઇચ્છીએ છીએ, સંકલ્પ કરીએ છીએ અને કાર્યો કરીએ છીએ."

આ ઉપરથી સિદ્ધ થાય છે કે આપણી લાગણીઓ અને આપણાં કાર્યો ઉપરથી આપણે ભૂતકાળમાં કેવી કેવી સ્થિતિમાં પસાર થયા હોઇશું તેનો આડકતરો પુરાવો મળી આવે છે.

આપણામાં બે પ્રકારના ગુણો માલમ પડે છે. કેટલાક ગુણો બીજા મનુષ્યોમાં માલમ પડતા સામાન્ય હોય છે ત્યારે કેટલાક અસાધારણ ગુણો હોય છે; આ અસાધારણ ગુણો અથવા અસાધારણ લાગણીઓનું કારણ પુનર્જન્મના નિયમ સિવાય બીજી કોઇ પણ રીતે સમજવામાં આવે તેમ નથી.

મનુષ્યના બંધારણ તરફ દૃષ્ટિ કરીએ તો દરેક મનુષ્યમાં સાધારણ રુચિ અને અરુચિ જણાય છે. અત્યારની વિકાસ ક્રમની સ્થિતિમાં આવી રુચિ અરુચિ સ્વાભાવિક રીતે થાય તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી, પણ જેને "પ્રથમ દર્શને પ્રેમ" કહે છે, એ લાગણીનો વિચાર કરીએ. કેટલીક વાર બે વ્યકિતઓ એકાએક કાંઇ પણ બાહ્ય કારણ વિના, એક બીજાના સંસર્ગમાં આવે છે. તેઓ એક બીજા વિષે કાંઈ જાણતા હોતા નથી, છતાં તેઓ એક બીજા વિષે ઘણું જ જાણતા હોય, એક બીજાના સ્વભાવને

ઓળખતા હોય એમ થોડા વખતમાં જણાય આવે છે. અમુક વ્યક્તિ સાથે આ એકાએક પ્રેમનો સંબંધ થવાનું કારણ શું? જેને આપણે જીવનમાં પ્રથમ જ વાર મળ્યા છીએ, તેને ખાતર સર્વસ્વનો ભોગ આપવા આપણે તૈયાર થઇએ છીએ તેનું કારણ શું? તેની થોડી વાતચિત ઉપરથી તેના હૃદયની અને મગજની બધી બાબતો આપણા કળ્યામાં આવે છે તેનું કારણ શું? આ "પ્રથમ દર્શનનો પ્રેમ" એ આશ્ચર્યકારક માનસિક પ્રશ્ન છે. તે વ્યક્તિ તે પ્રેમમાં જાણે ખેંચાય છે. કવિ ભવભૂતિ લખે છે કે:—

**व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः ॥**
**नहि खलु बहिरुपाधीन् प्रतियः संश्रयते ॥**

કાંઇક આંતર કારણ પદાર્થોને (તેમજ મનુષ્યોને) જોડે છે; પ્રીતિનો આધાર બાહ્ય ઉપાધિપર રહ્યો નથી.

આ આંતર કારણ બીજું કાંઇ નહિ પણ ગત જન્મનો સ્નેહ જ સમજવો. તેઓ બન્ને ભૂતકાળમાં સંબંધમાં આવેલા અને આ ભવમાં તો તેમણે તે પ્રીતિ નવી બાંધી ન હતી, પણ જુની પ્રીતિને ફરીથી તાજી કરી.

એક બીજા પ્રત્યે પૂર્વ ભવના પ્રેમથી આકર્ષણ થાય છે, તેમ પૂર્વ ભાવના દ્વેષથી એક બીજાના સંબંધમાં આવતાં નિષ્કારણ વૈર ઉત્પન્ન થયાના દાખલા મોજુદ છે. એક વિચારક પોતાનો અનુભવ જાહેર કરે છે કે:—

I do not like Dr. Fell,
The reason I cannot tell.

હું ડોકટર ફેલને ચાહતો નથી, પણ તેનું કારણ હું કહી શકતો નથી.

સંસ્કૃત અને પાલી ભાષાનો વિદ્વાન પ્રો. મેક્ષમુલર, હિન્દુસ્તાનના વેદાન્તના તથા બૌધ્ધ ધર્મના અનેક ગ્રન્થો વાચવાં છતાં પુનર્જન્મનો સિધ્ધાંત સ્વીકારી શકયો નહિ, તે એક સાદી દલીલથી તે સિધ્ધાંત માનવા લાગી ગયો. તેણે કહ્યું કે જે મનુષ્યોને આપણે પ્રથમ જ જોઇએ છીએ, છતાં તેમના પર અત્યંત પ્રીતિ ઉભરાઇ આવે છે, તે મનુષ્યો ગત જન્મોમાં આપણા પ્રેમમય સંબંધમાં આવેલા જોઇએ. તેજ રીતે તેમને પહેલ વહેલી વારજ જોતાં જેમના પ્રત્યે નિષ્કારણ દ્વેષ ઉપ્તન્ન થાય છે, તે મનુષ્યો સાથે ગત જન્મોમાં આપણો સંબંધ શત્રુ તરીકેનો હોવો જોઇએ. આ બાબતને જૈન ધર્મનો એક ટુંકો દૃષ્ટાંત સિદ્ધ કરી આપે છે.

જૈનોના ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીને ગૌતમ સ્વામી નામના મુખ્ય શિષ્ય હતા. એક વખત ગૌતમ સ્વામીએ એક ખેડુતને પ્રતિબોધ આપ્યો, જેના પરિણામે તે ખેડુત સંસારનો ત્યાગ કરી સાધુ થયો, અને સાધુને યોગ્ય વસ્ત્ર તેણે ધારણ કર્યાં. તે ખેડુતે વિચાર કર્યો કે જ્યારે ગૌતમ સ્વામી આવા જ્ઞાની અને દયાળુ છે, તો તેમના પણ ગુરૂ મહાવીર પ્રભુના જ્ઞાન અને દયાની તો વાતજ શી કહેવી ! એમ વિચાર કરી ગૌતમ સ્વામી જોડે મહાવીર પ્રભુ જે સ્થળમાં ઉપદેશ આપતા હતા ત્યાં ગયો. તેણે દૂરથી તેમને જોયા, ત્યાં તે બોલી ઉઠયો. " શું આ તમારા ગુરૂ ! જો આ તમારા ગુરૂ હોય તો લો આ વસ્ત્ર અને તમારાં ઉપકરણો, હું જાઉં છું." એમ બોલી સાધુનો વેશ તજી ચાલ્યો ગયો. ગૌતમ સ્વામી વિચારમાં પડી ગયા. આનું કારણ તેમના કળ્યામાં આવ્યું નહિ. તેમણે આ બાબત મહાવીર પ્રભુને એકાંતમાં પૂછી. મહાવીર પ્રભુએ આ બનાવથી જરા પણ આશ્ચય બતાવ્યા વિના, પોતાના જ્ઞાનબળથી તે ખેડુતનો, પોતાનો, તથા ગૌતમ સ્વામીનો પૂર્વભવ તપાસ્યો, અને આ પ્રમાણે કહેવા

લાગ્યા; હે ગૌતમ! હું મારા એક પૂર્વભવમાં વાસુદેવ હતો, તું મારો સારથી હતો; અને આ ખેડુતનો જીવ તે વખતે સિંહની સ્થિતિમાં હતો. હું શિકાર કરવા ગયો, ત્યારે તું મારી સાથે હતો. મારૂં શારીરિક બળ એટલું બધું હતું કે તે વડે આ સિંહને મેં મારા બે હાથથી ચીરી નાંખ્યો. તેં તે વખતે તે સિંહ ઉપર દયા દર્શાવી, એમ નહિ કરવા મને સૂચવ્યું, પણ શરીર બળના અભિમાનથી તારૂં કહ્યું નહિ માની મેં તે કામ કર્યું. આ બનાવનું રહસ્ય તે પૂર્વભવ સાથે સંબંધ ધરાવે છે. તેં તે સિંહ ઉપર દયા દર્શાવી, તેથી તે સિંહના જીવનરૂપ ખેડુતે આ ભવમાં તારો ઉપદેશ માન્યો, અને તારો શિષ્ય થયો, પણ મને જોતાં તેને પૂર્વ ભવનું વૈર યાદ આવ્યું, અને મને તેના મારનાર તરીકે ગણ્યો; અને તેથી તે મારાથી દૂર ભાગ્યો. આમા કાંઇ આશ્ચર્ય નથી. આ પુનર્જન્મના ઋણાનુબંધના સંબધનો સૂચક બનાવ છે."

એકજ મનુષ્ય તરફ મનુષ્યને પ્રેમ અને ધિક્કારની લાગણી સાથે થાય છે, તેનું કારણ શું? એક સ્ત્રીએ પોતાના એક મિત્રના સંબંધમાં કહેલું છે કે "હું તેને ચાહું છું પણ હું તેને ધિકારૂં છું." કેટલાક પતિઓ પોતાની પત્નીના સંબંધમાં અને કેટલીક પત્નિઓ પોતાના પતિના સંબંધમાં આવા ઉદ્‌ગારો કાઢતા હશે! આવી વિચિત્ર લાગણીઓનું કારણ સમજવાને ડબલ્યુ ઇ. હેનલી નામના લેખકે લખેલું એક કાવ્ય તપાસીએ.

"એબીસીનનો રાજા એક ખ્રીસ્તી ગુલામડી સાથે પ્યારમાં પડયો; પણ તેને નહિ પરણતાં તેનો અનાદર કર્યો. પણ તે સ્ત્રી તેને બહુજ પ્રેમથી ચાહતી હતી. પણ તેના પ્રેમના અભાવે તેણીના હૃદયને કારી ઘા લાગ્યો અને તે આપઘાત કરી મરણ પામી. આ સ્ત્રી દ્વેષ અને પ્રેમ એ બે લાગણીઓ સાથે મરણ પામે છે; અને આપણે

વાવ્યા પ્રમાણે લણીએ છીએ, એ નિયમ પ્રમાણે ભૂતકાળના કાર્યોનું ફળ બીજા ભવમાં ભોગવે છે. તે બેબીલોનનો રાજા આ ભવમાં પણ પુરૂષ જ હોય છે; આ વખતે તે સ્ત્રીને ચાહે છે, અને તેને પોતાની પત્ની બનાવવા માગે છે; તે સ્ત્રી પણ તેને ચાહે છે; પણ તેના હૃદયની ઇચ્છા તૃપ્ત થવા દેતી નથી–અર્થાત્ તે તેની સ્ત્રી બનતી નથી. તે વખતે પુરૂષ બોલી ઉઠે છે:--

The pride I trampled is now my scathe
For it tramples me again;
The old resentment lasts like death,
For you love and yet you refrain;
I break my heart on your hard unfaith
And I break my heart in vain.

જે અભિમાનથી મેં તને કચરી હતી તે હવે મને નુકસાન કરનાર નીવડયું છે. કારણ કે તે મને ફરીથી કચરે છે, જુનો દ્વેષ ચાલ્યા જ કરે છે. કારણ કે તું ચાહે છે, છતાં પ્રેમ પ્રકટ કરવામાં અટકે છે. તારા સખ્ત અશ્રદ્ધાળુ હૃદય ખાતર હું મારા હૃદયને બાળું છું, અને મારૂં હૃદય નકામુ બળે છે.

કવિને પણ આ સ્થિતિ દુઃસહ્ય લાગે છે. તે કલ્પના શકિત વડે ભવિષ્ય જુએ છે; તે ભવિષ્યમાં તેઓ એક બીજાના હૃદયને સમજે છે, એક બીજાની ભાવનાઓનો જવાબ આપે છે અને છેવટે તેઓ અનંત પ્રેમમાં જોડાય છે. આમ થવું જ જોઇએ કારણ કે આ વિશ્વમાં ખરો પ્રેમી એકજ છે.

જગતમાં કેટલાક એવા પુરૂષો મળે છે કે જે એકાદ અનુભવ પરથી સામાન્ય સૂત્રો દોરી શકે છે, તેનું કારણ એ છે કે તેમનો

ઘણા અનુભવો પૂર્વભવોમાં થયેલા હોય છે, અને તે અનુભવોમાં આ એક નવો અનુભવ ઉમેરી તેઓ અમુક નિર્ણય પર આવે છે.

વળી દરેક વ્યાપારમાં, દરેક ધંધામાં બે પ્રકારના જીવાત્માઓ માલુમ પડે છે. કેટલાક તો ગુજરાન મેળવવાને અમુક ધંધામાં દાખલ થયા હોય છે. પણ કેટલાક એવા પણ વિરલા મળી આવે છે કે તે ધંધામાં તેમને અતિશય રસ પડતો હોય છે. તે ધંધાના તેઓ Idealists ભાવનાવાદી છે. જેમ જળમાં બતકને આનંદ મળે તેમ તે પ્રવૃત્તિમાં તેઓ રસભેર ધસે છે. તે પ્રવૃત્તિ તેમના સ્વભાવરૂપ થઇ ગઇ હોય છે; આનું કારણ એ છે કે તેમણે આ પ્રવૃત્તિ આ ભવમાં નવી શરૂ કરી નથી, પણ તે બાબતના પૂર્વના દૃઢ સંસ્કાર સાથે લઇ આવેલા છે.

કેટલાક અદ્‌ભુત શક્તિ ધરાવનારાં બાલકોના દાખલા આપણે તપાસીએ. શરીરની અપેક્ષાએ જેઓ નાની વયના છે, છતાં જેમનામાં અદ્‌ભુત સ્મરણ શક્તિ, અદ્‌ભુત સંગીત જ્ઞાન અથવા અદ્‌ભુત ગણિતજ્ઞાન માલમ પડે છે, તેમના અહીં ચાર દાખલા આપવામાં આવ્યા છે.

## (૧)

"અમેરીકન થીઓસોફીસ્ટ" માસિક પત્ર જણાવે છે કેઃ—વીલીયમ જેમ્સ સીડીસ નામનો એક અસાધારણ પ્રતિભાવાળો બાલક છે. તેની વય હાલ ૧૫ વર્ષની છે. તે સને ૧૯૧૪ ના જુન માસમાં થવાની હારવર્ડ યુનીવર્સીટીની બી. એ. ની પરીક્ષા માટે તૈયારી કરે છે. તે ૧૧ વર્ષની વયે હારવર્ડમાં ગણિતના ખાસ વિદ્યાર્થી તરીકે દાખલ થયો. તે વખતે જ ઉંચી પંક્તિના ગણિતના અઘરા વિષયોના જ્ઞાનથી યુનિવર્સીટીમાં સર્વ આશ્ચર્ય પામ્યા હતા.

બાર વર્ષની વયે ચતુર્થ પરિમાણુ * ( fourth dimension ) ઉપર તેણે ભાષણ આપ્યું હતું. અને ત્યાર પછી યુનિવર્સીટીના ધોરણના બીજા વિષયોનો પણ તેણે સારી રીતે અભ્યાસ કર્યો છે. હારવર્ડ યુનીવર્સીટીમાંથી આ નાનામાં નાનો ગ્રેજ્યુએટ થશે.

( ૨ )

ઉપરનુંજ માસિક જણાવે છે કેઃ—

ડેનવર ગામમાં રોસીલ ફ્રાઇ નામનો છોકરો છે, તેનું વય ૫ વર્ષનું છે. કોઇએ શિખવ્યા સિવાય તે પોતાની મેળે વાંચતાં લખતાં અને સાદુ ગણિત શિખ્યો છે. અંગ્રેજી ભાષામાં લખાયેલો ગમે તેવો લેખ તે છટાથી વાંચી શકે છે. ન ઉકલી શકે તેવા અક્ષરો પણ તે સહેલાઇથી ઉકેલે છે, અને દશ લાખની રકમોના દાખલા તે અચંબો પમાડે તેવી ત્વરાથી ગણી શકે છે.

( ૩ )

'અદ્‌ભુત બાલકો'—એ મથાળા નીચે 'થીઓસોફીસ્ટ' માસિકના ૧૯૧૩ ના માર્ચના અંકમાં તેનાં તંત્રી **મીસીસ એની બીસેન્ટ** લખે છે કેઃ—

---

* આપણે લંબાઇ, પહોળાઇ, અને ઉંચાઈ અથવા જાડાઇ એ રીતે ત્રણ પ્રમાણુ માનીએ છીએ. પણ સૂક્ષ્મ ભુવનોમાં દરેક વસ્તુઓને ચાર પ્રમાણુ હોય છે,

ચાર્લ્સ હીન્ટન નામના એક પ્રખ્યાત ગણિત શાસ્ત્રીએ હમણાં તે ઉપર એક પુસ્તક લખ્યું છે, અને તેમાં ચતુર્થ પ્રમાણુ સિદ્ધ કર્યું છે. આ વિષય એટલો કઠિન છે કે આખા જગતમાંથી તે બાબતને મગજમાં ઉતારી શકે તેવા વિરલા નરો થોડાજ માલૂમ પડશે. તો તે ઉપર બાર વર્ષની વયે ભાષણ આપી શકે તેનું ગણિતશાસ્ત્ર સંબંધી કેવું જ્ઞાન હશે, તેની કલ્પના કરવી પણ અશક્ય છે.

અમારો બર્માનો જનરલ સેક્રેટરી સાડા પાંચ વર્ષના અદ્ભુત સ્મરણ શક્તિવાળા બાલક સંબંધી ઘણોજ રસિક વૃતાન્ત લખી મોકલે છેઃ—

માઉ થેઇન માઉન્ગ (બર્મન જનરલ સેક્રેટરી) વિશ્વાસ-પાત્ર મનુષ્ય છે. અને તેણે જણાવેલી હકીકત પુરવાર થઇ શકે તેવી છે. તેના પોતાનાજ શબ્દોમાં આપણે તે હકીકત જણાવીશું.

"૧૯૧૨ ના ડીસેમ્બર માસની ત્રીજી તારીખે મને કહેવામાં આવ્યું કે સાડા પાંચ વર્ષનો એક બાળક જેનું નામ માઉન્ટ ઑાંગ ઓ છે, અને જે અદ્ભુત સ્મરણ શક્તિવાળો, સુંદર ચ્હેરાવાળો, હસતા વદનવાળો છે, અને જેનો ખાસ ગુણ તેની દૃષ્ટિ સન્મુખ જે જે વસ્તુ આવે તેનું તલસ્પર્શ કરવાનો છે, તે છોકરો મુલમૈઇનથી ડીસેમ્બરની ૧ લીથી શરૂ થનારી પાલી ભાષાની પરીક્ષા આપવા, રંગુન આવ્યો છે.

આ બહુજ નાનો બાલક આ પરીક્ષાની કસોટીમાંથી કેવી રીતે પસાર થશે તે જોવાને હું ડીસેમ્બરની ત્રીજી તારીખે ગયો; અને તે બાલકની છેક સમીપ મેં આગળ બેઠો. બેથી ત્રણ હજાર મનુષ્યોનાં ટોળાની સંમુખ તે બાળકની સઘળા પાલી સૂત્રોમાં પરીક્ષા લેવામાં આવી. સઘળા બુદ્ધધર્મના મોટા ધર્મગુરૂઓ અને ઘણા સાધુઓ તે બાલકની અદ્ભુત સ્મરણ શક્તિથી આશ્ચર્ય ચકિત થયા; કારણકે તે સૂત્રો જરા પણ અચકાયા સિવાય બોલી ગયો. આટલી નાની વયના બાળક માટે તે એક ચમત્કાર જ હતો. તેણે બુદ્ધધર્મના કયા કયા પવિત્ર ગ્રંથોનો અભ્યાસ કર્યો છે, તે જણાવતાં પહેલાં આ નાના બંધુનો હું તમને ઇતિહાસ જણાવું છું.

તેનો બાપ **ચીનો** હતો અને તેની મા **બર્મન** હતી. તે બાલકના જન્મ પછી એક વર્ષમાં તેના માતપિતા મરી ગયાં. પછી **મુલમૈઇનમાં** રહેનાર બર્માના રહેવાશી **ઉપોટા** કે અને **માહ અયે** મે–એ બન્નેએ તેને દત્તક લીધો પણ તે બન્ને પણ દત્તક લીધા પછી એક વર્ષમાં મરણ પામ્યાં: ત્યાર પછી **બર્માની** એક દંપતીએ તેને દત્તક લીધો પણ તેમાં મા થોડા વખતમાં મરી ગઇ; પોતાની પણ એવી સ્થિતિ રખેને થાય તે ભયથી તેના આ નવા પિતાએ તે બાલક **મુલમૈઇનમાં માઉન્ગ ગન** કર્વાટર પાસે આવેલા **યે કોયોંગ** મઠના ભિક્ષુ ઉથનાનાને ભેટ તરીકે આપી દીધો.

એમ કહેવાય છે કે તે મઠમાં ગ્રામોફોનમાં ઉતારેલું ક્રોન્જીનું વ્યાખ્યાન તેણે શ્રવણ કર્યું. તે બાલકે તે એકદમ મોઢે કર્યું અને પોતાના સાથીઓ આગળ તે બોલી ગયો. તેના ગુરૂને જ્યારે આ બનાવની ખબર પડી ત્યારે તેની આ સ્મરણ શક્તિને સન્માર્ગે દોરવવાનો વિચાર કર્યો; અને તેણે બુદ્ધધર્મના પાલી સૂત્રો શિખવવા ઇચ્છયું અને તરતજ તે કામ શરૂ પણ કર્યું. રંગુનમાં ગોડવીન રોડમાં આવેલા **થીએટર કયોંગ** ડાઇક નામના મકાનમાં હાલ જે પરીક્ષા લેવામાં આવે છે, તેનું પરિણામ હવે હું તમને કહીશ. તેણે જે જે વિષયની પરીક્ષા આપી તે દરેકમાં ને સૌથી શ્રેષ્ઠ નીવડયો. રંગુનની કોલેજના એક પ્રોફેસરે તે વિદ્યાર્થીને પાલી ભાષામાં તપાસ્યો. ને પ્રોફેસર સઘળાં પાલી સુત્રો મુખેથી સ્પષ્ટ રીતે ઉચ્ચારવાની તે બાળકની અદ્ભુત સ્મરણશક્તિથી આશ્ચર્યમાં લીન થઇ ગયો. મેં પણ તે બાલકને તપાસ્યો અને **મનુષ્યજાતિના ભલા અર્થે હાલ જગતમાં જન્મેલા જીવાત્માઓમાંનો તે એક છે, એમ મને લાગ્યું.**

ફોટોગ્રાફરો તેનો ફોટોગ્રાફ વેચીને પૈસા કમાવા લાગ્યા છે. અને ઘણા બર્મન લોકો રૂપા અને સોનાના સિક્કાની તેને ભેટ આપે છે. ખાવાલાયક વસ્તુઓ તો એટલી બધી તેને આપવામાં આવે છે કે તેની તો ગણત્રી જ નહિ. તે બાળક કોઇપણ પ્રકારનું માંસ ખાતો નથી, માંસ નજરે જોતાં તેને સુગ ચડે છે.

આ સભામાં સંઘના ઉંચા આસનપર તેને બેસાડીને માન આપવામાં આવ્યું હતું. અને સઘળા ઉપાસકોએ તેની તરફ ભક્તિભાવ બતાવ્યો હતો. જે મનુષ્ય માનને લાયક હોય તેને માન આપવામાં કોઇ પણ બૌદ્ધ હલકાઇ માનશે નહિ. અમારી દરરોજની પ્રાર્થનામાં–'ત્રિરત્ન' માં ખુલ્લું કહેલું છે કે બાલ શરીર ધારણ કરેલા, પણ **ધર્મમાં આગળ વધેલા આત્માને માન આપવું** તે શ્રી બુદ્ધના અનુયાયીની દરેકની ફરજ છે.

શરીરની અપેક્ષાએ આ જીવાત્માઓ નાના છે, તે પરથી તેમને માન આપવામાં થીઓસોફીસ્ટોને કાંઇ અજાયબી લાગવી જોઇએ નહિ. આવી બાબતતોમાં રહેલું કવિત્વ સમજવાને બાહ્ય દુનિયાને લાંબો વખત લાગશે.

તે બધુને નીચેની ચોપડીઓ કંઠાગ્ર છે.

૧ પાલી ત્રિપિતક* ( થોડોક ભાગ હજુ પુરો કરવાનો છે )

૨ પાલી વ્યાકરણના આઠ ભાગ.

૩ અર્હત્ અનુરૂધ્ધે બનાવેલા તત્ત્વજ્ઞાન અને માનસશાસ્ત્રના નવ ગ્રંથ.

---

* બુધ્ધ ધર્મના પવિત્ર આપ્તવાક્ય ગણાતા ગ્રન્થો.

૪ તત્ત્વજ્ઞાન ઉપર બુધ ધર્માનુયાયી ધર્માચાર્યે રચેલાં કાવ્યો
૫ પાલી વ્યાકરણ ઉપર તેજ ધર્માચાર્યના રચેલાં કાવ્યો.
૬ કેટલાક બીજાં પાલી સૂત્રો.

(૪)

## અલૌકિક શિશુ ગાયક મદનમોહન.

મદન મોહન ચેટરજી નામનો અદ્દભુત બાળક કલકત્તાની આમહર્સ્ટ સ્ટ્રીટમાં રહેનાર બાબુ વસન્તકુમાર ચેટરજીનો પુત્ર છે. વસન્ત બાબુને સંગીત વિદ્યાપર અત્યંત પ્રેમ છે. પોતે હારમોનિયમ અચ્છી રીતે બજાવી જાણે છે એક દિવસની વાત સાંભળો. મદનમોહન તે વખતે માત્ર બે વર્ષ અને નવ માસનો હતો. વસન્ત બાબુએ જોયું કે પોતાનો પોણાત્રણ વર્ષનો મદન મોટી મજાહમાં ગાન કરી રહ્યો છે! આવસ્યકતા પ્રમાણે કોઇવાર એ પોતાના અવાજને ધીમો કરી દે છે અને કોઇવાર અતિ ઉચ્ચ સ્વર પણ કાઢે છે! વસન્ત બાબુને આ જોઇને ભારે આશ્ચર્ય થયું. તેની પરીક્ષા કરવાને પોતે હાર્મોનીયમ બજાવવા માંડયું અને મદને તે હાર્મોનિયમના તાલ સ્વરને યથાનિયમ અનુસરીને બરાબર ગાયું. વસન્ત બાબુના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ઇ. સ. ૧૯૦૮ માં દેવીપૂજાનો ઉત્સવ બાબુ એચ. સી. રાય ચોધરીના મકાનપર થયો હતો. તે વખતે મદન ત્રણ વર્ષ અને બે માસનો હતો. પિતાની સાથે મદન પણ ઉત્સવમાં ગયો હતો. ઉત્સવમાં, મદને એવાં તો મધુર ગાયનો ગાયાં કે જેની બરાબરી અચ્છા ગાયકો વિના બીજાઓ કરી શકે નહિ! ૧૯૦૯ ના ઑગસ્ટ માસમાં અલીપુરના જોઇન્ટ મેજીસ્ટ્રેટ મી. ડી. એલ. રાયના મકાનપર મદને ગાયનો ગાયાં હતાં. તે વખતે તેની ઉમર ચાર વર્ષની હતી. સેંકડો શ્રોતાઓને તે વખતે મદને પોતાના તાલ—સ્વર વિશુદ્ધ

ગાયનથી આનંદમાં ગરક કરી દીધા હતા! દસ—પંદર વર્ષ સુધી અભ્યાસ કરનારા ગાયકો જે કામ કરી શકે તે કામ મદને માત્ર પોતાના ૪ વર્ષની વયે કરી બતાવ્યું! ૧૯૧૦ ના સપ્ટેમ્બર માસમાં મદનની પાંચમી વર્ષગાંઠ હતી. તે વખતે તેના પિતાએ એક ઉત્સવ કર્યો હતો. કલકત્તાના મોટા મોટા શાહુકારો અને અધિકારીઓ તે વખતે વસન્ત બાબુને ત્યાં આવ્યા હતા. સર ગુરૂદાસ બેનરજીને પ્રણામ કરીને મદને તેમને માળા પહેરાવી એટલે તેમણે આશીર્વાદ આપ્યો કે: "જેવી રીતે તું આ સજ્જનોને પ્રસન્ન કરી રહ્યો છે, તેવી રીતે પરમેશ્વર તને પ્રસન્ન કરો!" આ વખતે મદનની તબીઅત સારી નહોતી, તો પણ તેણે થોડા એક ગાયનો ગાઇ સંભળાવ્યાં તે સાંભળીને લોકો આનંદ નિમગ્ન બની ગયા. તેના નાના નાના હાથ ગાયનના તાલ સ્વરની સાથે ઉંચા નીચા થતા અને તે સાથે તેનો કંઠ વાદ્યમાં મિશ્રિત થતો ત્યારે સૌ કોઇના મુખમાં આનંદનું સ્મિત દૃષ્ટિગોચર થતું. યુરોપ અને અમેરિકા સુધી મદનની પ્રશંસા થઇ ચૂકી છે! અને તેની ગાનવિદ્યાને માટે તેને કેટલાક ચાંદો મળેલા છે.

આ બાળકો વર્તમાનકાળમાં વિદ્યમાન છે. પુનર્જન્મ નહિ માનનારને આપણે પૂછીશું કે આ બાળકોમાં આટલું બધું જ્ઞાન કયાંથી આવ્યું? આ બાળકો આટલો બધો અનુભવ લેવા કયાં ગયા હતા?

તેઓએ પોતાની બુધ્ધી વંશપરંપરાના નીયમની રૂએ પ્રાપ્ત કરી છે એમ કદાચ કહેવામાં આવે. પણ વંશપરંપરાનો નીયમ બુધ્ધીપ્રભાવનો ખુલાસો કરવામાં કેટલો સહાયભૂત છે તે જોવાનું છે. અત્યારે વંશપરંપરાના જે સિદ્ધાંતો કબુલાય છે તે જણાવે છે કે દરેક જમાનો પોતાનાથી આગલા જમાનાએ પ્રાપ્ત કરેલી શકિતમાં કંઇક વૃદ્ધી કરે છે અને એમ દરેક જમાનો પોતાના વારસામાં બીજા જમાનાને કંઇક આપતો જાય છે. આખરે એક એવો જમાનો આવે છે કે જે આગલા દરેક જમાનાની

શકિત પોતામાં સંયુકત કરે છે અને તે જમાનાનો કોઇ એકાદ મનુષ્ય તે સઘળી શકિત પોતાના મગજમાં સંપાદન કરી બુદ્ધીશાળી ( genius ) ની ઉપમા પ્રાપ્ત કરે છે. આ સિદ્ધાંતને આધારે શેકસ્પીયર કવિના પૂર્વજોમાંના કોઇમાં શેકસ્પીયર કવિની બુદ્ધીનો સ્હેજ અંશ હોવો જોઇએ. અને તે શેકસ્પીયરમાં વંશપરંપરાથી ઉતરી આવ્યો હોવો જોઇએ. ડારવીનના અનુયાઇયોનો આવો મત હતો પણ ગત ૨૫ વર્ષમાં વિજ્ઞાન શાસ્ત્રીઓએ આ સિદ્ધાંતની સત્યતાનો ઇનકાર કર્યો છે અને તેના પુરાવામાં તેઓએ ઘણા પ્રયોગો કરી બતાવ્યા છે.

વળી મેન્ડેલીયન્સ નામના નવિન વિજ્ઞાનકારો એ વંશપરંપરા વિષે તદ્દન આશ્ચર્ય ઉપજાવે એવાં સુત્રો બહાર પાડ્યાં છે. તેઓનો મત એવો છે કે દેહ રચનાની ખાસીયતો કે જેનીપર મનુષ્યની માનસીક અને નૈતિક શકિતઓનો આધાર છે તે પૂર્વજોમાંના દરેકમાં સંપૂર્ણ રીતે વસે છે અને તે પ્રકૃતિના પ્રથમ અણુની સાથેજ હયાતીમાં આવેલી છે. તેથી વિકાસક્રમ વડે કાંઇપણ વૃદ્ધીંગત થતુંજ નથી. જે મહાન બુદ્ધી શાળી મનુષ્યો જગતમાં થયા છે અને થશે તે સૌ કરોડો વર્ષ પહેલાં પણ ત્યાં હતાજ અને તેથી કુદરતે કાંઇ તેમને વિકાસથી ઉત્પન્ન કર્યા નથી પણ તેઓ જે બંધનમાં જકડાયલા હતા તેમાંથી તેણે તેમને માત્ર મુકતજ કર્યા છે.

મેન્ડેલીયન્સનો આ સિદ્ધાંત કેટલે અંશે સાચો છે તે તો માત્ર વખતજ પુરવાર કરી આપશે પણ વંશપરંપરાને લગતો ડારવીન સ્કુલનો મત તો માન્ય રાખી શકાય એવોજ નથી અને મેન્ડેલીયન્સનો સિદ્ધાંત જો કદાચ આપણે કબુલ રાખીએ તોપણ તે આપણી શંકાઓનું સમાધાન કરવા અશકત છે. વિજ્ઞાનનાં આ સુત્રો બુદ્ધીશાળી મનુષ્ય કેવા સંજોગોમાં જન્મશે અને કેવામાં નહિ જન્મે એટલુંજ કહે છે, તેથી વિશેષ તેઓ કંઇપણ સુચવતાં નથી.

માટે બુદ્ધીશાળી મનુષ્યના અવતરણ વિષે જો કોઇ પણ બુદ્ધીયાળ સિદ્ધાંત હોય તો તે પુનર્જન્મનોજ સિદ્ધાંત છે. તે સિદ્ધાંત વિજ્ઞાન કારોનો વંશપરંપરાનો સિદ્ધાંત માન્ય રાખે છે અને તે ઉપરાંત બુદ્ધી કેવી રીતે જન્મે છે તેનું પણ નીરાકરણ કરે છે. દરેક વ્યકિત અમર અને વૃદ્ધીંગત થતો એક જીવાત્મા છે અને પોતાના વિકાસને અને પોતે જે કાર્ય કરવાનું છે તેને અનુકુળ હોય એવા શરીર દ્વારા વ્યકત થાય છે. એમ જો આપણે માન્ય રાખીએ તો આપણે એટલું સમજી શકીએ કે તેની માનસીક અને હૃદયીક શકિતઓ તેના પૂર્વભવોમાં મેળવેલા અનુભવોનુંજ પરિણામ છે. પણ આ શકિતઓ તે માત્ર અનુકુળ શરીર અને મગજ દ્વારાજ પ્રદર્શીત કરી શકે તેથી વંશપરંપરાના નીયમ પ્રમાણે આવા કાર્ય માટે જે ઉપયોગી હોય એવાંજ શરીર અને મન કુદરતે પસંદ કરવાં જોઇએ. કોઇપણ શકિત વ્યકત કરવા માટે બે જરૂરીયાતો આવશ્યની છે (૧) પૂર્વભવોના અનુભવો દ્વારા પોતાની શકિત ખીલવી હોય એવો જીવાત્મા અને (૨) તે શકિત પ્રગટ કરી શકે એવું એક યોગ્ય સ્થૂળ શરીર. તેથી કોઇ બુદ્ધીશાલી મનુષ્યનું શરીર પોતાની શકિત પ્રદર્શીત કરવામાં સહાય ભુત થાય એવું ન હોય તો આપણે કહી શકીએ કે તેના માર્ગમાં પ્રતિબંધ મુકવામાં આવ્યો છે પણ આવા પ્રતિબંધ વિનાના કદાચ હજાર શરીરો કુદરત ઉત્પન્ન કરે તો તેથી હજાર બુદ્ધીશાળી મનુષ્યો નીપજશે એમ આપણે કહી શકીએ નહિ તેથી અનાશવંત ચેતનનું તથા સ્થૂળ દેહ કે જે વંશપરંપરાના નીયમ પ્રમાણે પસંદ કરવામાં આવે છે તે ઉભયનો વિકાસ થવો જોઇએ.*

આ સમયે અમુક પ્રખ્યાત લેખકોનાં લખાણો પરથી પૂર્વભવમાં તે કયા દેશમાં કેવી ભાવનાવાળા પ્રદેશમાં જન્મ્યા હશે, તેનો ખુલાસો મળી શકે છે. કીટસ નામનો પ્રખ્યાત અંગ્રેજ કવિ તેની ભાવનાઓમાં

* આ તથા ઉપરના ત્રણ પેરા મેં ઉમેર્યા છે—અનુવાદક.

તદ્દન ગ્રીક જેવો લાગતો હતો. તે ડોક્ટરનો કમ્પાઉન્ડર હતો અને વૈદ્યક વિદ્યાર્થી હતો. તે સ્હેજ લેટીન જાણતો હતો અને ગ્રીક તો તે કરતાં પણ ઓછું જાણતો હતો. છતાં તે એક ખ્રીસ્તી કવિ તરીકે ગાતો નથી. પણ એક ગ્રીક ભરવાડની ભાવનાથી કાવ્યો કરે છે, ત્યારે આપણને આશ્ચર્ય થાય છે. આ આશ્ચર્યનો ખુલાસો એજ આપી શકાય કે તે ભૂતકાળમાં ગ્રીક કવિ હતો. અને જ્યાં તે ગ્રીક ભાવના યાદ કરે છે ત્યાં તે પોતાના પૂર્વભવોના અનુભવો પ્રકટ કરતો જાય છે.

પ્રસિદ્ધ એમર્સનના લેખો વાંચતાં એ સ્પષ્ટ જણાય છે કે પ્લેટો જેટલી તેની ઉંચે ઉડવાની શક્તિ કે નવોત્પાદક શક્તિ નથી. છતાં તે ભૂતકાળમાં પ્લેટોનો એકાદ શિષ્ય હોવો જોઇએ. તે ખ્રીસ્તી ધર્મગુરૂ થાય છે, પણ એક ખ્રીસ્તી પાદરી તરીકે ઉપદેશ આપી શકતો નથી, અને પોતાને વાસ્તે પોતાની ભાવના પ્રમાણે ઉપદેશ આપવાનો નવો માર્ગ શોધી કાઢે છે. કેન્ટ, ફીશે, અને હુગલના લેખો વાંચતાં કોઇ એકદમ કહી શકે કે તેઓ ભૂતકાળના વેદાંતી તત્ત્વવેત્તાઓ હોવા જોઇએ. તેજ રીતે શોપનહોરના લખાણો ઉપરથી તે બૌધતત્ત્વજ્ઞાની હોવાનો પુરાવો મળે છે. આવા ઘણા દાખલા ટાંકી શકાય, અને વિચાર કરનારને જડી આવ્યા વિના રહે નહિ.*

---

* આવાં ઘણાં દૃષ્ટાંતો સી. જીનરાજદાસે પોતાના પુસ્તકમાં સમજાવ્યાં છે. ખાસ કરીને, અમેરીકાના 'ન્યુ થોટ' ચળવળના લેખકો ગ્રીસના સોફીસ્ટો જેવાજ વલણવાળા છે અને તેઓ તેમને ઘણી રીતે મળતા આવે છે. બાયરન, રસ્કીન અને મેથ્યુ આર્નોલ્ડ ગ્રીક જીવાત્માઓ છે એમ સ્પષ્ટ જણાયા વિના રહેતું નથી. ફ્રેન્ચ લોકોનું માનસીક વલણ એવું છે કે તેઓ ગ્રીસના પાછલા યુગમાં વસતા ગ્રીક લોકો હશે એમ આપણે કહી શકીએ કારણ કે તેઓમાં રહેલી બારીક બુધ્ધી તથા વસ્તુઓને વૈરાગ્ય

આ શિવાય પુનર્જન્મના સંબંધમાં બીજો પણ એક સબળ પુરાવો છે. કેટલાક મનુષ્યોને અમુક વસ્તુઓ અથવા પરિસ્થિતિના સંબંધમાં અમુક લાગણી પેદા થાય છે. આ ભવમાં એવી લાગણી થાય તેવું કાંઇ પણ કારણ બન્યું હોતું નથી. દાખલા તરીકે મારા એક મિત્રને અગ્નિનો ભય બહુ જ લાગે છે. તે ઘર ભાડે લેતાં પૂર્વે જોશે કે તે ઘરને આગ લાગે તો ત્યાંથી નાશી જવાય તેવો રસ્તો છે કે કેમ? જો તેને ખાતરી થાય કે નાશી છૂટવાનો માર્ગ અથવા નીસરણી છે તોજ તે ઘર ભાડે લે. પૂર્વજન્મમાં તે અગ્નિથી બળી ગયેલો હોવો જોઇએ જેથી તેની દ્દઢ છાપ આ ભવમાં પણ ચાલી આવેલી છે.

એક બીજી વ્યકિતનો દાખલો લઇએ. તે જ્યારે કોઇને ભીંતપર જીવતો ને જીવતો ચણી લીધાનો વૃત્તાંત વાંચે છે, અથવા તો ગુફામાં કોઇ ગયો હોય અને બહારથી કોઇએ શિલાથી દ્વાર બંધ

---

વૃતિથી નીહાળવાની શકિત સર્વ રીતે ગ્રીક પ્રજા જેવીજ છે. આજના જર્મનો ફોનીશીયન લોકોજ ફરી જન્મ્યા હોય એમ લાગે છે. મેડીટરેનીયન માટે રોમ અને કાર્થેજ વચ્ચે જે લડાઇ ચાલતી હતી તે ઇંગ્લેંડ અને જર્મની વચ્ચે પૂર્વને સર કરવાની જે લઢાઇ ચાલી રહી છે તે બન્નેમાં આપણે સરખાપણું જોઇ શકીએ છીએ.

વળી હિંદમાં પણ કોઈ કોઇ જીવો એવા જણાઇ આવે છે કે તેઓ હિંદુ નથી. જેણે હિંદ બહાર પગ પણ મુકયો ન હોય તેવાઓ ખાસ કરીને જ્યારે પ્રાશ્ચાત્મિક રીત રીવાજોને ચુસ્તપણે વળગી રહે ત્યારે તેવાને આપણે યુરોપથી આવેલો જીવાત્મા ગણીયે તોતેમાં ભુલ કરતા નથી. ઇટલીમાં વસતા આજના ચીત્રકારો ગ્રીસ દેશના ચીત્રકારોજ છે. આવા આવા અનેક દ્દષ્ટાંતો મૂળ લેખકે સ્પષ્ટ કર્યાં છે. અનુવાદક.

કરી નાખ્યું હોય અને તે માંહે ગુગળાઇને મરી ગયો હોય એવું કાંઇ પણ વાંચવામાં અથવા સાંભળવામાં આવે તો તે વ્યક્તિ થરથરે છે. આનું કારણ પણ તે વ્યકિતનો એવા પ્રકારનો પૂર્વજન્મનો અનુભવ હોવો જોઇએ; કારણ કે આ ભવમાં તેવો બનાવ તેના પોતાના કે તેના સંબંધીઓના સંબંધમાં બન્યો નથી કે તેથી તેને થરથરવાનું કારણ હોય.*

આવીજ રીતે કેટલાક બહાદુર પુરૂષોને સર્પનું નામ સાંભળતાં કમકમાટી થાય છે.

આ બધા પુરાવા પુનર્જન્મના નિયમનું સમર્થન કરે છે.

આપણને-મનુષ્ય જાતિના મોટા ભાગને-પૂર્વભવના બનાવો સ્મરણમાં આવતા નથી એમાં પણ ઇશ્વરનું અનંત ડહાપણ રહેલું છે. જ્યાં સૂધી ભૂતકાળ જોવાથી રાગદ્વેષની અસર ન થાય એવી સ્થિતિએ ન પહોંચાય ત્યાં સુધી તે સ્મરણનો અભાવ જ હિતકારી છે. દાખલા તરીકે એક વ્યકિત આપણો પૂર્વભવનો વૈરી છે, તે આ

---

* કેટલીક વેળા દશ બાર વર્ષની કોઇ એક બાળા પોતાની માની એક માતા જેવી કાળજી કરતી હોય એમ પણ જોવામાં આવે છે. વળી કોઇ પતી પોતાની સ્ત્રીને દુઃખ દેતો હોય ત્યારે તે સ્ત્રી પોતાના પતી તરફ જ્યારે પતી તરીકે નહિ પણ પોતાના બાળકના ભાવે જુવે છે ત્યારેજ તેને માફ કરી શકે છે. આવા દ્રષ્ટાંતોમાં આપણે કહી શકીશું કે તે બાળા તથા તે સ્ત્રી ગતજન્મોમાં તે જીવાત્માઓની માતાજ હશે. કેટલાંક બાળકો પણ એવાં હોય છે કે તેઓ બાલકી રૂપે હોવા છતાં છોકરા જેવાં જણાય છે. તેમના હાવભાવ અને તેમનું વર્તન એક છોકરા જેવુંજ હશે, ઘણી વેળા તો ગતજન્મના સ્મરણો એટલાં જોસદાર હોય છે કે તેમને છોકરીઓના પોષાક પણ ગમતાં નથી. આ પ્રમાણે સ્ત્રી પુરૂષોનું પણ સમજવું.—અનુવાદક.

ભવમાં આપણા વડિલ બંધુ તરીકે જન્મે છે; સ્વાભાવિક રીતે આપણા તે વડિલ બંધુ ઉપર કાંઇ સ્હેજ કારણ મળતાં આપણી અરૂચિ થવા પામે છે, પણ આપણો મોટો ભાઇ છે તે વિચારથી આપણે તેના પર પ્રેમ રાખીએ છીએ, અને તે પ્રેમના પ્રભાવથી તેના દ્વેષને પ્રેમ રૂપમાં ફેરવી શકીએ. તે પણ સમય જતાં આપણા પર પ્રેમ રાખતાં શીખે છે. હવે જો આપણને પૂર્વભવનું જ્ઞાન હોત, અને આપણે તેને આપણા શત્રુ તરીકે જાણ્યો હોત તો આપણે તેના પર પ્રેમ રાખી શકત નહિ. જ્યાં સુધી આપણામાંથી દ્વેષ નાશ ન થાય ત્યાં સુધી આ બાબતનું અજ્ઞાન જ શ્રેયકારી છે.

બીજો એક દાખલો લઇએ. એક મનુષ્યે પૂર્વભવમાં આપઘાત કર્યો છે. તે મરણ પામે છે, તે પોતાના આ કૃત્ય વાસ્તે મરણોત્તર સ્થિતિમાં કેટલુંક દુઃખ સહન કરે છે, ફરીથી એવું કાર્ય નહિ કરવાના નિશ્ચયપર આવે છે અને દુનિયામાં પુનર્જન્મ લે છે. અહીં તે વાત ભુલી ગયો છે. જીવનમાં જ્યાં ઘણી વિપત્તિઓ આવે છે, પ્રતિકૂળ પ્રસંગો તેનાપર આવી પડે છે, ત્યાં તે સામે થાય છે; પૂર્વભવના વલણને લીધે તે આપઘાત કરવા પણ કોઇકવાર દોરાય છે, છતાં તે આપઘાતના પરિણામરૂપે મરણોત્તર સ્થિતિમાં થયેલા કડવા અનુભવનો સંસ્કાર તેને તેમ કરતાં વારે છે. આ વખતે જો તેને પૂર્વભવ યાદ હોત તો નક્કી તે આપઘાત કરત. ગયા ભવમાં પ્રતિકૂળ પ્રસંગોમાં જે કામ તેણે કર્યું તેવું જ તે આ ભવમાં પણ કરી બેસે; માટે તે બાબતના સ્મરણનો અભાવ જ જીવાત્માની બાલ્યાવસ્થામાં હિતકર છે.

આ ઉપરાંત બીજું પણ એક મહત્ત્વનું કારણ છે. એક જીવ બીજા જીવ સાથે અનેક પ્રકારના પ્રેમના સંબંધ બાંધવા માંગે છે. એનો એ જ જીવ કોઇક વખતે પુત્ર, કોઇક વખતે પિતા, કોઇક

વખતે માતા, કોઇક વખતે પત્ની, કોઇ વખતે પતિ અને કોઇક વખતે ભાઇ અને કોઇક વખતે બ્હેન તરીકે આવે છે. હવે જો કોઇ જીવાત્માને એવું જ્ઞાન થાય કે હાલનો મારો પુત્ર એ મારા પુર્વ-ભવનો પિતા હતો, તો પછી પુત્ર પ્રત્યે જેવો પ્રેમ રાખવો ઘટે એવો તે રાખી શકે નહિ; વળી કોઇને એમ જણાય કે હાલની તેની સ્ત્રી એ તેના પુર્વભવની માતા હતી, તો પોતાની પત્ની તરફ પોતાને ઉચિત ફરજોની બજાવી શકે નહિ એ બધી જાતના પ્રેમ સંબંધો ખીલે, અને જીવાત્માનો દરેક પ્રકારે વિકાસ થાય એટલા માટે પૂર્વભવના સંબંધોનું અજ્ઞાન અહિતકારી ગણાય નહિ.

આ અને બીજાં પણ કેટલાંક કારણોસર પૂર્વભવનું સ્મરણ ન થાય તો આપણી વર્તમાન દશામાં કાંઇ ખેદ પામવા જેવું નથી.

છતાં પણ કેટલાક જીવો એમ કહેવા નીકળશે કે તમે તો પુ-ર્વભવ સ્મરણનો કાંઇ રસ્તો બતાવ્યો નહિ, અને તે ન જાણવામાં લાભ છે એમ કહી અટકી ગયા. એવા વાચકો વાસ્તે નીચેના બે માર્ગ જણાવવામાં આવે છે.

પ્રથમ માર્ગ બુધ્ધ ધર્મે જણાવેલો છે, અને તે નીચે પ્રમાણે છે.

આજે સાંજે તમારા આજના દિવસના કાર્યનું અવલોકન કરો, આત્મનિરીક્ષણ કરો. પણ તે સવારથી માંડી સાંજ સુધી તમે શું કામ કર્યું, તેવી રીતે નહિ, પણ સાંજથી માંડી સવાર સુધી કાળ-ક્રમમાં પાછા જાઓ. તમે આ રીતે વિચાર કરો; "અત્યારે હું શું કરું છું? તે પહેલાં હું ક્યાં હતો? ત્યાં હું શું કરતો હતો? તે પહેલાં હું ક્યાં હતો? તે વખતે મારા મનમાં કયા વિચારો આવ્યા હતા, કેવી લાગણીઓ થઇ હતી? તે અગાઉ મેં શું કર્યું?" એ વિચાર-રમાં ને વિચારમાં તમે પ્રાતઃકાળ સુધી ચાલ્યા જાઓ; આવતી કાલે સાંજે આવતી કાલના દિવસનો તેમજ આજનો એમ બે દિવસનો

વિચાર કરો. પરમદિવસે છેલ્લા ત્રણ દિવસનો કાર્યક્રમ વિચારી જુઓ. આવી રીતે ભૂતકાળમાં જવાની ટેવ પાડો, એટલે ગયા વર્ષનો ઇતિહાસ તમને યાદ આવશે, તેમજ તમને તમારી યુવાવસ્થા યાદ આવશે. વળી તેની પાછળ જવાનો વિચાર કરતાં-મનને તેપર એકાગ્ર કરતાં તમે બાલ્યાવસ્થા સંભારી શકશો. તમારાં ત્રણ ચાર વર્ષની વયનાં કાર્યોનું કાંઇક સ્મરણ થશે. ખંતથી મંડયા રહો, એટલે છેક બાલ્ય દશાનું તમને ભાન થશે. આ ઉપર ઘણો લાંબો સમય ધ્યાન કરશો. તો આ જન્મ અને પૂર્વજન્મના વચ્ચેનો પડદો અદૃશ્ય થવા માંડશે અને તમને પૂર્વજન્મના કાંઇક ઝાંખા આભાસો નજરે પડશે. આમાં ખંતની અને અડગ ઉત્સાહની જરૂર છે. થોડો વિજય મળતાં તમને વિશેષ શ્રદ્ધા થશે, અને પછી કામ ઘણું સુગમ થશે.

આ સિવાય બીજો એક વિશેષ ઉત્તમ માર્ગ છે. આપણે હજુ સુધી આત્મિક જીવન ગાળવાને શીખ્યા નથી; આપણે ભૂલથી આપણી જાતને શરીર, વાસના અને મન રૂપ માનીએ છીએ; આપણે વસ્તુતઃ અમર આત્મા છીએ; મરણથી આપણામાં કાંઇ ન્યૂનતા આવતી નથી. આત્મા સમયની પેલીપાર છે; તે કદાપિ બાળક બનતો નથી, યુવક થતો નથી; વૃદ્ધ થતો નથી કે મરતો નથી. આત્મા તો પુરૂષ નથી તેમજ સ્ત્રી પણ નથી. તે જીવ કેટલીકવાર અમુક અનુભવો મેળવવાને સ્ત્રી શરીર ધારણ કરે છે. ત્રણ ચાર ભવ પુરૂષના લીધા પછી, તે જીવ ત્રણ ચાર ભવ સ્ત્રીના લે છે, આમ ચાલ્યાં કરે છે. વળી જીવાત્મા તે બૌદ્ધ નથી, હિંદૂ નથી, જૈન નથી; મુસલમાન નથી, પારસી નથી, ખ્રીસ્તી નથી, વળી તે હિંદીવાન નથી, કે ચીનો નથી કે અંગ્રેજ નથી, કે ફ્રેન્ચ નથી; જો કે તેનું શરીર અમુક વખતને વાસ્તે અમુક દેશમાં જન્મ્યું હોય, છતાં તે કોઇ પણ દેશનો નથી. તે કોઇપણ વર્ણનો નથી. તે બ્રાહ્મણ નથી કે ક્ષુદ્ર નથી. તે

તાલેવન નથી કે ગરીબ નથી. આવો આત્મા જે કાળ, જાતિ, વર્ણ, દેશ, ધર્મની પેલીપાર છે, તે અમુક અનુભવો મેળવવાને પોતાના અમુક અંશને દુનિયામાં મોકલે છે તે વખતે તે નવાં શરીરો ધારણ કરે છે. હવે આ શરીરો, જે નવાં છે તેને પૂર્વભવમાં તે શરીરોએ મેળવેલા અનુભવોનું અને સંસ્કારોનું જ્ઞાન કયાંથી હોઇ શકે ? એક પેઢીનો માલીક પોતાના જુના નોકરોને કાઢી મુકી, નવેસરથી પેઢી ચલવે અને નવા નોકરોને રાખે, તો તે નવા નોકરો જુની પેઢીના ઘરાકોને કયાંથી ઓળખે ? ફકત માલીકજ જુના ગ્રાહકોને ઓળખી શકે, કારણકે તેમની સાથે તેણે લેવડદેવડ કરી હતી. તેજ રીતે આપણું આ સ્થૂલ શરીર, વાસના શરીર કે વિચારનું શરીર નવાં હોવાથી ભૂતકાળના સંયોગોને કયાંથી યાદ કરી શકે ? પણ જીવાત્મા તો જુનો છે. તે તો સદા અમર છે, તે સર્વ કાંઇ જાણે છે. હવે તે જીવાત્મા જો આ સ્થૂલ મગજમાં પોતાનો અનુભવ મોકલવા માગે તો આપણને પૂર્વભવનું સ્મરણ થાય. ત્યારે તે જીવાત્મા આ બાબતમાં રસ લેતો થાય માટે શું કરવું ?

પુર્વભવનું સ્મરણ થાય તે માટે તે વ્યકિતનું મગજ એવું દર્પણ સમાન બનાવવું જોઇએ કે જેમાં આત્માનાં સ્મરણોનું પ્રતિબિમ્બ પડે. પણ મગજને આવું દર્પણ તુલ્ય બનાવવાને દર્પણ ઉપરથી મલીનતા દૂર થવી જોઇએ, અર્થાત દરેક પ્રકારના ભૂલ ભરેલા તથા માની લીધેલા વિચારો પ્રથમ દૂર થવા જોઇએ. સમયના, સ્થાનના જાતિના, ધર્મના, વર્ણના અને જ્ઞાતિના ભેદોની પેલાપારનું જીવન દરરોજના વ્યવહારમાં ઉતારતાં શીખવું જોઇએ. આ સંબંધમાં ભગવદ્દગીતાનું વચન યાદ રાખવું જોઇએ કે,

વિદ્યા વિનયયુકત બ્રાહ્મણ તરફ, ગાય તરફ, હાથી તરફ, કુતરા તરફ ચાંડાળ તરફ જે સરખી દૃષ્ટિથી જુએ છે તેઓજ જ્ઞાની છે. એક તરફ બ્રાહ્મણ અને બીજી તરફ ચાંડાળ, એક તરફ પવિત્ર

ગણાતી ગાય તથા બીજી તરફ અપવિત્ર ગણાતો કુતરો આ બધામાં સમદષ્ટિથી જોવું. હવે જો આપણે તેમના શરીર તરફ દૃષ્ટિ કરીએ તો ત્યાં તો સમાનતા જોવામાં આવશે નહિ, કારણકે એકનું શરીર પવિત્ર પરમાણુઓનું બનેલું, ત્યારે બીજાનું શરીર હલકા પ્રકારના પરમાણુઓનું બનેલું હશે. વાસનાઓમાં પણ તેટલોજ ભેદ માલમ પડશે, અને વિચારોના ભેદની તો વાતજ શી ? ત્યારે સરખાપણું ક્યાં રહ્યું ? સરખાપણું આત્મામાં છે. આ ત્રણે શરીરોની પાછળ રહેલું આત્મત્ત્વ બધામાં સમાન છે. એ આત્મતત્ત્વ જોતાં શીખવું તેનું નામજ ખરૂં આત્મિક જીવન છે. જ્યારે તમે કોઇ વ્યક્તિને જુઓ, ત્યારે પ્રથમ તે આત્મા છે, એમ ગણો, અને પછી તે બ્રાહ્મણ છે કે વૈશ્ય છે તે તપાસજો. પ્રથમ તેને આત્મરૂપ ગણો, અને પછી તે પુરૂષ છે કે સ્ત્રી છે તે જાણજો. તે હિંદુ છે કે મુસલમાન છે તે જૈન છે કે બૌધ્ધ છે, તે યાહુદી છે કે ખ્રીસ્તી છે તે જોયા પહેલાં પ્રથમ તેને આત્મરૂપ ગણજો. આ કામ પ્રથમ ઘણું કઠિન લાગશે; કારણકે દેખીતા ભેદભાવની પાછળ રહેલી એકતા જોવાનો આ પ્રયત્ન છે. પણ આ રીતે જે ખરા ભાવથી સતત પ્રયત્ન કરે છે, અને તે ભાવનાને અનુકૂળ જીવન ગાળે છે, તેનો આત્મ તેના જાગ્રત વ્યાપારમાં રસ લેતો થાય છે, અને આત્મા જે બધું જાણે છે, તેના અનુભવો ધીમે ધીમે સ્થૂલ મગજમાં ઉતરવા લાગે છે, પણ આ માટે મનમાંથી બધી જાતની ભ્રાન્તિઓ દૂર થવી જોઇએ. આવા જ્ઞાનનો કોઇને ખાસ અધિકાર નથી. દરેક દેશમાં, દરેક કાળમાં હરકોઇ પુરૂષ યા સ્ત્રી આ પૂર્વભવનું સ્મરણ કરી શકે, પણ તેને વાસ્તે ઉપર જણાવેલી કીંમત આપવાને તેણે તત્પર થવું જોઇએ. જે મનુષ્ય નાત, જાત, રૂપ, રંગ, ધર્મ અને પુરૂષ યા સ્ત્રી, એ ભેદ રાખ્યા સિવાય સર્વનો એક સરખી રીતે બંધુ બની શકે છે, તે વ્યક્તિ આ કામમાં છેવટે સફળતા મેળવી શકે છે.

# આત્મ-દર્શન.



વિચારોની તવારીખ એજ મનુષ્યજાતિની તવારીખ છે અને જંગલી અવસ્થાએથી સુધરેલી દશાએ મનુષ્ય જે પગથીયાં દ્વારા પહોંચ્યો છે તે સઘળાંને કેટલાંક ચોકસ મહાન સિધ્ધાંતોની અસર વડે એક બીજાથી નીરાળાં પારખી શકાય છે. જે મહાન શિક્ષણો વડે સુધારણાઓ ઘડાઇ છે તે સૌમાં વિકાસક્રમનો વિચાર વિચાર-વિશ્વમાં એક નવો જમાનો શરૂ કરી રહ્યો છે. વિકાસક્રમના વિચારને પ્રથમ તો સાક્ષર્ય ભાવે જોવામાં આવ્યો હતો પણ જુજ વખતમાંજ તેની વ્યવહારિક ઉપયોગતા કબુલાઇ અને આજ તો મનુષ્ય જીવનની પ્રત્યેક શાખાના હરેક ગુંચવાડાને સમજાવામાં તેની આવશકયતા સત્કારાઇ છે.

એમ છતાં પણ વિકાસક્રમનો સિધ્ધાંત આખરે એક સુત્ર ( theory ) છે એમ કહેવું ખોટું નથી. વિકાસક્રમની સંકલના કલ્પિત નથી પણ સત્ય વસ્તુ છે તથા તેની સાંકળમાં જે ફેરબદલી થતી જાય છે તે સૌને કોઇ વિગતવાર નીહાળી શકયું નથી. છતાંય વિકાસક્રમને એક પ્રગત વિચાર તરીકે માન્ય રાખવામાં આવ્યો છે કારણ કે એક જાદુઇ દંડની માફક વિચાર વિશ્વમાં એ એક અદભુત કાર્ય કરી રહ્યો છે. કુદરતની અવ્યવસ્થીત રચનાઓને તે વ્યવસ્થીત બનાવે છે. નિર્જીવ તત્ત્વોમાંથી સજીવ વસ્તુઓ ઉત્પન્ન કરે છે, એક ઇંદ્રિયમાંથી અનેક ઇંદ્રિયવાળી રચના રચે છે, હલકાં પ્રાણીઓમાંથી ઉન્નત પ્રાણીઓ બનાવે છે તથા વાંનર (ape) માંથી મનુષ્યને પ્રકટ કરે છે—આ સૌમાં જીવનની એક ચઢતી શ્રેણી નજરે પડે છે અને એક કવિએ કહ્યું છે તેમ

And striving to be man, the worm mounts

through all the spires of form. મનુષ્ય થવાને મથતું જંતુ આકૃતિના તમામ દરજ્જા દ્વારા આગળ વધે છે.

છતાં વિકાસક્રમની વિગતનો વિચાર કરવો રૂચીકર હોય એમ કોઇ પણ કહેતું નથી કારણ કે કુદરતની કેટલીક કૃતિઓ મનુષ્યને નિર્દય જણાય છે. જીંદગીના દારૂણ કલહમાં ટકી શકે તેનાથી વધારેને ઉત્પન્ન કરતી, એકબીજાને પરસ્પરના ભોજ્ય થવા પોતાના પ્રાણીઓને પ્રકટાવી તેમને સંપૂર્ણ બનાવતી તે સદંતર નિર્દય અને ઉડઉ જણાય છે; 'રાતા દાંત અને પોલાદના પંજાવાળી' તે વારંવાર રચનાઓ રચી વારંવાર તેમને છિન્ન ભિન્ન કરે છે, કોઇ વ્યકિતગત જીવનને ગમે એવડું સુખ દુઃખ થાય તેની અવગણના કરી માત્ર એક નમુનો ( type ) ઉત્પન્ન થાય તેની પરજ તેનું લક્ષ્ય ચોંટેલું હોય છે. આચાર અને વિચારની કલ્પી લીધેલી સ્વતંત્રતામાં મનુષ્યો ગમે તેટલા ગુમાની હોય છતાં તેઓ તેની રમતના દાવ છે. વિજ્ઞાન શાસ્ત્રીઓએ અત્યાર સુધીમાં જે વિગતો એકત્ર કરી છે તે દૃષ્ટિએ વિકાસક્રમને જેટલો વધારે સમજાય તેટલી વધારે સત્યતાથી મનુષ્યો પોતાના જન્મ, જીવન અને મરણ વિષે ઓમાર કહે છે તેમ કહી શકે કે પાણીનો પ્રવાહ જાણ્યે અજાણ્યે જેમ વહી જાય છે તેમ આ વિશ્વમાં હું ક્યાંથી અને શા માટે આવ્યો તે તથા પવન જેમ અરણ્યમાં વહી જાય છે તેમ હું પણ આ વિશ્વમાંથી જાણ્યે અજાણ્યે કયાં વહી જઇશ તે હું જાણતો નથી.

અલબત્ત લોક સમુહના મોટા ભાગનું આ વલણ હોય નહિ. લાખો મનુષ્યો એક નિયંતામાં આસ્થા રાખે છે તથા God's in His heaven, all's right with the world! 'પ્રભુ પોતાના સ્વર્ગમાં છે, જગતમાં સૌ સારૂંજ થઇ રહ્યું છે' એમ માને છે. પણ તેમનો આ આશાવાદ ઘણી વેળા ખંડીત થાય છે એમ કહેવું અતીશયોક્તી ભરેલું નથી. પોતાની આસપાસ નીહાળી રાજ કવિ ટેનીસન કહે છે તેમ જીવનને

એક નાટયની ઉપમા ન આપી શકે એવો એક પણ સમજુ મનુષ્ય વસ્તો નથી. 'પ્રથમ કાર્ય કરો, આ પૃથ્વી દુ:ખથી છવાયલી એક રંગ ભુમી છે અને તેના બદલાતા દેખાવોથી તમે સૌ મરણ તોલ થઇ જશો. છતાંય ધૈર્ય રાખજો. આપણા નાટયનો લખનાર કોઇ પાંચમા અંકમાં આ ભયાનક નાટકનો શો હેતુ છે તે જાહેર કરશે.'

અત્યારે મનાય છે તેવો વિકાસક્રમનો તેમજ દૈવી નિયંતાનો ખ્યાલ જીવનના ઉત્તેજક દૃષ્ટિબીંદુ માટે મનુષ્યોની હાજીયતો પુરી પાડવામાં નીષ્ફળ નીવડયો છે. વિકાસક્રમનો વિચાર કુદરતનો ભવ્ય રસાલો પ્રદર્શીત કરે છે તે ખરૂં પણ પોતાના જીવનના ટુંક દિવસનો સદુપયોગ કરવા સિવાય તથા કુદરતને યોગ્ય લાગે ત્યારે પોતાનો વિનાશ મૌનપણે માન્ય રાખવા સિવાય વ્યકિતગત મનુષ્યને તે અન્ય સંદેશ પહોંચાડતો નથી. ઇશ્વરી નિયંતાનો વિચાર સદ્‌ગુણને સ્થાપીત કરનાર શકિત વિષે માનવ અંતરમાં મીઠા સુરો લલકારે છે પણ તે વિજ્ઞાને જાહેર કરેલી દયા વિનાની વિશ્વ રચનાની ત્રુટીઓમાંજ પ્રભુ વસતો હોય એમ સિધ્ધ કરે છે. તેથી એટલું તો સ્પષ્ટ છે કે કુદરત અને મનુષ્ય, ઇશ્વર અને વિકાસક્રમનો અભેદ્ય સબંધ સમજાવનાર ફીલસુફીની તપાસ સ્તુત્ય છે અને એક મહાન વિચારના પ્રકાશ વડે થીઓસોફી જીવનનો આ ખ્યાલ સમજાવે છે.

આ મહાન વિચાર જીવનના વિકાસક્રમનો વિચાર છે. સજીવ વસ્તુઓથી તે ઠેઠ મનુષ્ય સુધીની અસંખ્ય આકૃતિઓ વિષે વિજ્ઞાન જેમ આપણને જાણીતા કરે છે તેમ થીઓસોફી એક બદલાતું, વૃધ્ધીગત થતું, જીવન વસે છે એમ આપણને જણાવે છે. આ જીવન આકૃતિઓ સાથે સબંધ ધરાવતું ગણાય છે પણ તે તેના પર અવલંબતું નથી અને એક તો તે અનાશવંત અને બીજુ કે તે વૃધ્ધીમત થતું જાય છે એમ થીઓસોફી આપણને સમજાવે છે.

જ્યારે કોઇ રચના નાશ પામે છે ત્યારે તેનું સર્વસ્વ નાશ પામતું નથી કારણ કે સચેતન હોય એવું તેનું જીવન હયાત રહે છે એજ અર્થમાં તે અનાશવંત છે. જો કોઇ ગુલાબનું ફુલ કરમાઇ જાય અને તેની પાંખડીઓ ખરી પડે તો તેથી તે ગુલાબનું જીવન ઉડી ગયું છે એમ કહેવાય નહિં. કુદરતમાં તે જીવન હયાતજ રહે છે અને ગુલાબના પોષાકમાં જે અનુભવો તેણે પ્રાપ્ત કર્યા હતા તેનાં સ્મરણો તેને યાદ હોય છે. પછી યોગ્ય અવસરે સમજી શકાય એવા કાનુનોને અનુસરી કોઇ બીજી વસંત રૂતુમાં તે એક બીજા ગુલાબ તરીકે સજીવન થાય છે અને પોતાના પ્રથમના અનુભવો સાથે આણે છે. તેથી જ્યારે જ્યારે કોઇ જીવંત વસ્તુનું, ખનીજ કે વનસ્પતીનું, પશુ કે માનવનું મૃત્યુ થાય છે ત્યારે ત્યારે તે વસ્તુ દેખીતી રીતે નિર્જીવ જણાય છતાંય તેનું અનાશવંત જીવન અને ચેતન પાછળ રહ્યા વિના રહેતું નથી.

ઉપરાંત, વિજ્ઞાન શાસ્ત્રીઓ કહે છે તે મુજબ બાહ્ય આકૃતિઓ જેમ વિકાસ પામે છે તેમ આ જીવન પણ તેજ રીતે વૃધ્ધીંગત થતું જાય છે. આ જીવન પ્રથમ અનિયમિત આકારનું ( Amorphic ) હોય છે તથા પોતાના દરેક સ્વરૂપોદ્વારા મળેલા અનુભવોનું તેને ઝાંખુ સ્મરણ રહે છે પણ વધારે ને વધારે અસરળ સ્વરૂપોમાં થઇને તે એક પગથીએથી બીજે પગથીએ આગળ વધે છે અને આખરે તે વધારે ચોકસ તથા પોતાના કાર્યમાં વધારે વિવિધતાવાળુ બને છે. સજીવ આકૃતિ વિકાસ પામી જેમ મનુષ્યના રૂપમાં આવે છે તેમ તેમાં રહેલું જીવન–ચેતન–પણ વૃધ્ધીંગત થતું જાય છે. વિકાસ પામતી આકૃતિઓની પરંપરા દ્વારા દ્રશ્ય અને અદ્રશ્ય સર્વ કુદરત જીવનના વિકાસનું ક્ષેત્ર છે અને ખનીજમાંથી વનસ્પતી, વનસ્પતીમાંથી પશુ અને પશુમાંથી મનુષ્ય એવાં આ વિકાસ પામતા જીવનના મુખ્ય પગથીઆં છે.

વિકાસ પામતી આકૃતિઓમાં થઇને વૃધ્ધીંગત થતા જીવનનો સિધ્ધાંત પણ વિજ્ઞાન શાસ્ત્રીઓ ( biologist ) ના ઘણા પશ્નોનો આજ પ્રત્યુત્તર આપી શકે છે. અત્યાર સુધી ઘણીયે વિગતો વિજ્ઞાનના પ્રદેશની બહારની લેખાતી હતી તે હવે નવા કાનુનોનું સ્પષ્ટીકરણ કરી રહી છે અને વિકાસક્રમના સિધ્ધાંતમાં વસતી ત્રુટીઓ પુરી દઇ તેને હમેશના કરતાં વધારે ન્યાયશાસ્ત્ર સિધ્ધ (logical) બનાવ્યો છે. વળી કુદરત દેખાય છે તેવી નિર્દય અને ઉડઉ નથી એમ પણ તે જાહેર કરે છે કારણ કે કુદરતી પસંદગીની ક્રીયામાં જે દરેક આકૃતિનો વિનાશ કરવામાં આવ્યો છે તે દરેક આકૃતિદ્વારા મળેલો દરેક અનુભવ જીવનમાં સંગ્રહી રાખવામાં આવ્યો છે એમ આજ સમજાય છે. કુદરતનો હેતુ જીવનને કરમાવી અવસાન આણવાનો નથી પણ અવસાન પર જીવન સદા દિગ્વિજય મેળવી પત્થર અને પાષાણમાંથી અમર મનુષ્યો ઉત્પન્ન કરવાનોજ કુદરતનો હેતુ છે એવું પ્રતિપાદન કરવા ભૂતકાળ વર્તમાનમાં સજીવન થાય છે.

આ વૃધ્ધીગત થતું અનાશવંત જીવન દરેક મનુષ્યમાં જોવામાં આવે છે. આપણે હમેશાં શરીરને 'માણસ' કહીએ છીએ પણ દેહથી અલગ રહી શકવાને સશક્ત હોય એવા અનાશવંત આત્મા એજ ખરો માણસ છે અને તે એક વ્યકિતગત જીવન અને ભાન, (consciousness) નો બનેલો છે. પ્રત્યેક જીવાત્મામાં વિકાસક્રમની ક્રીયા કાર્ય કરી રહી છે કારણ કે જીવાત્મા તરીકે જ્યારે તે પોતાનું જીવન શરૂ કરે છે ત્યારે તેનું ભાન-ચેતન-દુર્બળ અને અવ્યવસ્થિત હોય છે, જીવનના માયનાની તેની સમજ અચોક્કસ અને ખ્યાલી તથા વિચાર અને ભાવનાનો તેનો પટ સંકુચિત હોય છે. પણ તેય અચોક્કસમાંથી ચોક્કસ, સરળમાંથી અસરળ, અવ્યવસ્થામાંથી વ્યવસ્થાવાળી સ્થિતિ સુધી વૃધ્ધીંગત થાય છે.

માંસના શરીરોમાં વારંવાર વ્યકત થઇ તથા એક શરીરના મૃત્યુ પછી બીજા નવા શરીરમાં પ્રવેશી ફરી જીવન શરૂ કર્યાથી મનુષ્યનો વિકાસ

થાય છે એને આ ગતીમાં ભૂતકાળમાં પોતે જે સઘળા અનુભવો મેળવ્યા હોય તેનું સ્મરણ તેની સાથે તે લાવે છે. જીવનના વિકાસના આ સિધ્ધાંતને પુનર્જન્મ કહેવામાં આવે છે.

રચનાઓના વિકાસના સિધ્ધાંતથી જેમ કુદરતની સર્વ કૃતિઓ સમજાય છે તેમ પુનર્જન્મના પ્રકાશથી મનુષ્ય પર આવી પડતી સર્વ બીનાઓ સમજાય છે. જેમ આગલો સિધ્ધાંત સર્વ આકૃતિઓને જાતિ અને ઉપજાતિ, કુટુંબ અને વર્ગ, વર્ગ અને સમુહ, યોની અને ઉપયોનીની એક અખંડીત્ સંકલનામાં સંયુકત કરે છે તેમ પાછલો સિધ્ધાંત મનુષ્યના સર્વ અનુભવોને જીવનની એક સંકલનાયુકત ફીલસુફીનું રૂપ આપે છે. આપણી ચોપાસ વસતી ગુઢ બાબતો પુનર્જન્મ શી રીતે સમજાવે છે તથા આપણને તે શી રીતે સતેજ કરે છે તે હવે આપણે જોઇશું.

જીવન ( existence ) એક પર્વત છે અને કરોડો મનુષ્યો તેના શિખરે પહોંચવા મથી રહ્યા છે એમ મારી સાથે કલ્પો. મુસાફરને પોતાના ધારેલા નીશાને પહોંચવા હજારો દિવસો લાગે છે એમ પણ માનો. આ રીતે પ્રત્યેક દિવસે એ જેમ જેમ ચઢતો જાય છે તેમ તેમ તેની ઉપરની અને તેની નીચેની વસ્તુઓનું પ્રમાણ બદલાતું જશે. નવા દેખાવ દૃષ્ટિગોચર થશે, નવી હવા તેની ચોપાસ પ્રસરી રહેશે, તેના નયનો નવા દૃષ્ટિપટ નીહાળતા થશે અને એમ દરેક પગથીએ વસ્તુઓનું પ્રમાણ અને તેમનો આકાર બદલાતો જશે. આખરે શિખરે પહોંચ્યા પછી એક વિશાળ વિશ્વદ્રશ્ય ( Panorama ) તેની આગળ પથરાયલું જણાશે અને પોતે જે માર્ગે ચઢી આવ્યો છે તેનું દરેક પગથીયું તે સ્પષ્ટપણે જોઇ શકશે તથા તે માર્ગ પર આવેલી દરેક ખીણ તથા દરેક ખડકને પણ બરાબર જોઇ શકશે. આ પર્વતને એક જીવનની ઉપમા આપો અને સ્ત્રી પુરૂષો જેઓ અમર આત્માઓ છે તેમને તે પર્વત પર ચઢનારા પથિકો લેખો.

હવે પર્વતના તળીએ આવેલા મુસાફરો જેઓ તેના શિખર સુધી ચઢવાના છે તેમનો ઘડીક વિચાર કરીએ. તેમનો દૃષ્ટિપટ કેટલો સંકુચિત હોય તથા તેમની આગળ પથરાયલા લાંબા માર્ગને કેટલો નહી જેવો તેઓ નીહાળી શકે તે આપણે સમજી શકીએ છીએ. આવા મુસાફરોને આપણી મનુષ્યજાતિના છેક પાછલા જીવો, અત્યારના છેક જંગલી અને છેક બુધ્ધીશુન્ય સ્ત્રી પુરૂષો સમજો. પુનર્જન્મના સિધ્ધાંત પ્રમાણે આવા મનુષ્યો જીવાત્માઓ કહેવાય છે અને વિકાસક્રમની ક્રીયામાંથી પસાર થઇ પૂર્ણ આત્માઓ થવા તેમણે હમણાંજ જીવનમાં પ્રવેશ કર્યો છે. વિકાસક્રમની ક્રીયા સમજવાને આપણે તેમાના એક જણને માર્ગના દરેક પગથીએ તપાસતા જઇશું.

પ્રથમ તો આ બાળ જીવાત્મા એક દ્વીભાવના પ્રદર્શીત કરી રહ્યો છે કારણ કે તે આત્મા અને શરીરનો બનેલો છે. પ્રભુમાંથી તેનો આત્મા અને પશુમાંથી તેનો દેહ તેને પ્રાપ્ત થયેલાં હોય છે. 'મનુષ્યના આત્માને પ્રભુએ પશુનું ઘર આપ્યું ત્યારે મનુષ્યે પુછ્યું 'શું હું તમારો દેવાદાર છું' પ્રભુએ જવાબ આપ્યો 'હમણાં નહિઃ પણ તારાથી બને એટલું એને સ્વચ્છ બનાવ એટલે હું તને બીજું વધારે સારૂં આપીશ'

પોતાને પ્રાપ્ત થયેલા શરીરમાં આત્મબચાવની સબળ ભાવના રહેલી હોય છે અને તે પોતાના પાશવ ઉત્પાદકોના જીવનના દારૂણ કલહથીજ મળેલી હોય છે. આત્મા તરીકે તે પ્રભુમાંથી આવ્યો હોય છે તેથી સત્ય અસત્ય વિષે તેને પ્રેરણાઓ હોય છે પણ ઇચ્છા શકિત હજી ભાગ્યેજ ઉદ્દભવી હોય છે. શરીર પોતાના બચાવ માટે સ્વાર્થ અને સ્વેચ્છા માગી રહ્યું હોય છે પણ પોતાના વિકાસને દોરવાની ઇચ્છાના અભાવે તે શરીરના હુકમ મુજબ કાર્ય કરે છે.

## ભેદભાવીનું દર્શન.

તેથી જીવાત્માના પ્રથમના પગથીએ તેની જીવન દૃષ્ટિ ભેદભાવનાવાળીજ હોય છે. 'તારૂં નહિ, મારૂં' એજ તેના કાર્યનો મુખ્ય સિધ્ધાંત બને છે. લોભથી તે રંગાય છે અને લાગણીઓની તૃષા તેને આગળ દોરે છે અને સ્વાર્થ અને સ્વેચ્છાના પોતાના જીવનમાં પોતે બીજાઓ તરફ અન્યાય અને નિર્દય વર્તન કરી રહ્યો છે તેની એ લેશ પણ ગણના કરતો નથી. તે પ્રૌઢ ઇચ્છાવાળો જણાય છે કારણ કે પોતાથી દુર્બળને તે હણે છે. પણ ખરી રીતે એની ઇચ્છા જેવી વસ્તુજ હોતી નથી કારણ કે વંશપરંપરાથી ઉતરેલ એક પાશવ ગુણ જે એ દબાવી શકતો નથી તેનોજ એ ભોગ થઇ પડયો છે. નીચાણમાં ઉતરતા પાણીના ધોધની આજ્ઞા મુજબ જેમ જળ ચકર્ડી ફરે છે તેનાથી એને વધારે સ્વતંત્ર ઇચ્છા હોતી નથી. 'જીવવાની ઇચ્છા' જે એનો ન હોય એવો ઉદ્દેશ બર આણે છે તેના હથીયાર રૂપ એ થઇ રહ્યો છે.

આપણી આસપાસના લાખો અને કરોડો સ્ત્રી પુરૂષો આ પ્રથમ પગથીએ ઉભા છે. તેમના કાવાદાવા, જેને બુધ્ધીનું નામ ભાગ્યેજ આપી શકાય, તે ફ્લુલસ્ટાફ જે કહેતો હતો કે 'આ જગત મારી એક માછલી છે અને તરવાર વડે હું તેને ચીરીશ' તેના કાવાદાવા જેવા છે. જ્યારે તેમનામાં પાશવ વૃત્તિ ઓછામાં ઓછા પ્રમાણમાં હોય ત્યારે જીંદગીમાં આરામ મેળવવો એજ તેમનો ઉદ્દેશ હોય છે. They dressed, digested, talked, articulated words; other vitality showed they almost none. એટલે કે ટાપટીપ કરી કપડાં પહેરતા, ખાણું પચાવતા, ગપ્પાં મારતા, ચીપી ચીપીને બોલતા, તે સિવાય અન્ય કોઇ શકિત તેઓ દર્શાવી શકતા નહિ. તેઓની આસપાસ આવી રહેલું વિશ્વ તેમને અર્થશૂન્ય જણાય છે અને વિસ્મયતાનું ભાન તો તેઓને ભાગ્યેજ થતું હશે. જો કદાચ સૂર્ય બે વાર ઉગે, જો કદાચ વિશ્વ

એ વાર ઉત્પન્ન થાય તો તેમાં પણ તેમને અજાયબી જણાતી નથી કે જાણવા જેવું દેખાતું નથી. વિશ્વના વર્તુળનું કેન્દ્ર તેમનામાંજ આવી રહ્યું હોય છે અને બીજું કોઇ વધારે સાચું મધ્યબીંદુ શક્ય છે કે નહિ તે તેઓ જાણતા નથી અને જાણવાની પરવા પણ કરતા નથી.

છતાં આવા દરેક જીવાત્માઓ અમર છે અને તેમનું ભવિષ્ય વિકાસ અને ભવ્યતાની સીમા વિનાનું છે એમ જ્યારે આપણે સમજીએ છીએ ત્યારે તેમના જીવનમાં આ પ્રથમ પગથીએ સ્વાર્થ આવડો અગ્રભાવ શા માટે ભજવે છે તે આપણે સમજતા થઇએ છીએ. કારણ કે હવે પછીના પગથીઆં પર વ્યક્તિત્વના પાયા ઉપર સુદ્રઢપણે ઉભા રહેવાને તેણે શકિતવાન થવું જોઇએ તેથી અત્યારે તેણે બળ ખીલવવું જોઇએ. વેર લેવામાં તે વિલંબ કરતો નથી પણ તેમાંથીજ વગર વિલંબે મન બાંધવાના પરમાણુઓ વધે છે. તે નાદીરશાહી ચલાવનારો અને નિર્દય હોય છે પણ આવા પાશવ ગુણોમાંથીજ બુધ્ધીપૂર્વક કરવામાં આવતાં સાહસોના બીજ ઉગે છે. તેણે જે નુકશાન કર્યું હોય છે તેનો તેના ભોજ્યની શ્રમ ભરી સેવાઓથી કોઇ દિવસ બદલો વાળવો પડે છે. પણ આગળના પગથીએ જ્યાં બુધ્ધી બારીક હોય છે અને ભાવનાઓ જોરદાર હોયછે ત્યાં કરવામાં આવતા અનીષ્ટ કરતાં આ પગથીએ એ જે અનીષ્ટ કરે છે તે ગમે તેવું જણાય છતાં એકંદર સરવાળે પ્રમાણ અને શકિતમાં ઓછું હોય છે. માનવ વિકાસના એક ચોકસ દરજ્જે વસ્તુઓની કરકસર કરવામાં સ્વાર્થનું પણ સ્થાન હોય છે કારણ કે સ્વર્ગનો સરંજામ તૈયાર કરવામાં સ્વાર્થની શકિતનોય ઉપયોગ કરવો પડે છે.

આ જીવાત્માઓ જેમનું બચપણજ એમના સ્વાર્થનું કારણ છે તે મૂળમાં તો દૈવી છે અને તેમનામાં કોઇ પ્રકારની અનીષ્ટતા હોતી નથી. દુર્ગુણો પણ સદગુણોની ન્યૂનતાને લઇનેજ જોવામાં આવે છે અને અનીષ્ટતા જેવી વસ્તુજ નથી, એનો અવાજ સુચક એક શાંતિ સમાન

છે. દરેક જણુ 'સારો માણુસ' છે જેને પોતાના ઉંડાણુમાં એક સત્ય માર્ગનું ભાન હોય છે, પછી તે માર્ગ પર વિચરવાના પોતાના પ્રયાસોમાં ભલે તે આગળ જવાને બદલે પાછળ જતો જણાય ! પુષ્પ વાટીકાના તરૂઓની માફક જેમાંથી તેઓ ઉદ્દભવ્યા છે તે તેમને પોષી રહ્યો છે. યુગાંત્તરે પણ વૃદ્ધી અને વિકાસ કરી તેમને પૂર્ણ આત્માઓ બનાવશે તે તે જાણે છે. 'મને સમર્પેલી તેની સેવાઓ જો કે ગુંચવાડા ભરેલી છે છતાં હું તેને એક વધારે સ્પષ્ટ સ્હવાર તરફ દોરી આણીશ. પોતાના વૃક્ષની કલમો રોપતો હોય ત્યારેય ભવિષ્યના વર્ષોની શોભા સમાન પુષ્પ અને ફળ શું ભાળી નીહાળી શકતો નથી ?'

આ જીવાત્માઓ એક પછી એક જીંદગી લઇ કદી સ્ત્રી કે કદી પુરૂષ તરીકે અવતરે છે. સ્વાર્થમય જીવન ગાળી તેઓ અવસાનવશ થાય છે અને તેમના ચારિત્રમાં ભાગ્યેજ કંઇ ફેરફાર થયો નજરે પડે છે; પણુ ધીરે ધીરે તેમના જીવનમાં અસંતોષ પગપેસારો કરે છે. વ્યક્તિ અને સમુહના સંબંધ સમજવાને તેમનું મન ઘણુંજ શુષ્ક હોય છે તથા 'મનુષ્ય માત્ર રોટલીથીજ જીવતો નથી' એ સમજવાને તેમની કલ્પના ઘણીજ અશકત હોય છે. તેથી શરીરને અંગે આવતા હજારો સ્વભાવિક આઘાતો યોગ્ય અવસરે વિદ્યમાન થઇ તેમના સ્વાર્થમય સંતોષમાં ખળભળાટ જગાવે છે. ફીલસુફ મનને શોકનીમગ્ન કરી શકતા નથી એવા છાંયડા વૃધ્ધાવસ્થા અને મૃત્યુ તેમની પર નાખે છે. તેમના ઉત્સાહને દાબી દેવા તથા જે ભાગ્યને તેઓ સમજી શકતા નથી તેની સામે બંડ ઉઠાવવા રોગ અને અકસ્માત પણુ હાજર થાય છે. તેમના અંતરમાં કોઇ ઇશ્વરી હેતુ મુર્તિમંદ થાય નહિ ત્યાં સુધી 'સ્વર્ગનો એક શિકારી કુતરો' તેમની પાછળ પડે છે પણુ 'જેણે મને આશ્રય આપ્યો નથી તેને કોઇ પણુ આશ્રય આપશે નહિ' એમ તેને સંભળાય છે.

આ પ્રમાણે તેઓને બીજા પગથીઆ માટે તૈયાર કરવામાં આવે છે. શકિતઓનો પાયો રચાયો હોય છે અને સ્વાર્થ દ્વારા બાંધેલી ભૂમિકા ઉપર તે વ્યકિત દૃઢપણે ઉભી રહે છે. સ્વાર્થને તજવાનું ભગીરથ કાર્ય શરૂ કરવાનો અવસર હવેજ શરૂ થાય છે અને તેથી તે જીવાત્માની દૃષ્ટિ આગળ બીજા પગથીઆનું દર્શન ખુલ્લું થાય છે. તે જીવાત્મા જે જાતનો ( type ) હોય તે જાતને લઇને તેનું દર્શન કાંતો મનોબળથી કે કાંતો ભાવનાબળથી થાય છે.

જેઓમાં બુધ્ધી ભાવનાઓ પર સામ્રારાજ્ય ભોગવતી હોય તે અને જેઓમાં ભાવનાઓ બુધ્ધી પર સામ્રાજ્ય ભોગવતી હોય તે એમ જીવનમા મુખ્યત્વે કરીને બે પ્રકારના જીવાત્માઓ હોય છે. આ ઉભય પ્રકારના જીવોમાંથી કોઇ પણ પ્રકારના જીવો બીજા પ્રકારથી વધારે વિકસેલા છે એમ માનવાની ભુલ કરવી નહિ. આ બન્ને એવાં પગથીયાઓ છે કે જે દ્વારા મનુષ્ય અંતરજ્ઞાન ( Intuition ) ની ઉચ્ચતર શકિતવાળી સ્થિતિએ પહોંચે છે. ત્રીજા પગથીઆનું દર્શન અંતરજ્ઞાનનું દર્શન છે પણ તે પગથીએ મનુષ્યો પ્રથમ પગથીએથી કાં તો મનોબળ વડે કે કાં તો ભાવનાબળ વડે આવી શકે છે. બુધ્ધી બળ વડે જેઓનો વિકાસ થાય છે તેમનો હવે આપણે વિચાર કરીએ.

## મનોબળ પ્રાધાન્યવાળાઓનું દર્શન.

આ જીવાત્માઓનું ભૂતકાળ તપાસતાં આપણને જણાશે કે તેઓએ પ્રથમ પગથીએ ઘણીજ બુધ્ધી વિકસાવેલી હોય છે. તેઓની સ્વાર્થવૃત્તિથી તકોનો લાભ પોતાનાજ સુખ માટે લઇ લેવામાં તેઓ ચપળ અને લુચ્ચા બન્યા છે. વિકાસક્રમના અદ્રશ્ય રક્ષકોએ તેઓની બુધ્ધી હવે લઇ લીધી હોય છે અને તે જીવાત્માને એવે સ્થાને મુકવામાં આવે છે કે જ્યાં તેની પશુ વૃત્તિવાળી લુચ્ચાઇ વિકૃત થઇ એક સાચી બુધ્ધીનું રૂપ લે.

ભૂતકાળમાં તેણે વાવેલાં સારાં નરસાંને લણવામાં એવી જાતના સંજોગોમાં એ મુકાય છે કે જ્યાં પોતાના ધંધા કે પોતાને લગતી વસ્તુઓનો સ્વાર્થી ખ્યાલ તજી પોતાની આસપાસ વસનારાઓનો પણ તેને ખ્યાલ કરવો પડે. અનુભવોને પોતાના અંગત સુખની દૃષ્ટિએ જોવાને બદલે તે હવે તેમનો વર્ગ પાડતાં શિખે છે. ધીમે ધીમે, વિશ્વમાં એક ભૌતિક અને નૈતિક વ્યવસ્થા કે જે તેની ઇચ્છાશકિત કરતાં વધારે બળવાન છે તેને તે જોતો થાય છે. કુદરતનો દરેક કાનુન જ્યારે એ પ્રથમ જુવે છે ત્યારે તેનાથી એ ડરે છે કારણ કે તે તેને પ્રતિબંધ કરવાનેજ ત્યાં ન આવ્યો હોય એમ એને જણાય છે. પણ તેના કાર્યનો વધારે અનુભવ થતાં તે તેના પર વિશ્વાસ રાખે છે અને પોતાનું કાર્ય સાધ્ય કરવામાં તેની પર અવલંબે છે. તેનામાં વિદ્યાનો શોખ ઉત્પન થાય છે અને કુદરત તેને કોરાં પાનાવાળી જણાતી બંધ થાય છે. 'ચશ્માના કાચ પાછળ ચક્ષુઓજ ન હોય' એવી સ્થિતિ તેણે હવે પુરી કરી છે.

આ પગથીએ આપણે જોઇશું કે હજુ પણ તેનામાં રહેલો સ્વાર્થ તેના ન્યાયને આચ્છાદે છે. તે સિધ્ધાંતવાદી, વિદ્યાદાંભિક ( Pedant ), વઢકણો અને વહેમથી ભરેલો હોય છે. તેનામાં ગમે એટલી બુધ્ધી હોવા છતાં તેના ચારિત્રની નિર્બળતા સ્પષ્ટ જણાઇ આવે છે અને પોતે જાતે જે સિધ્ધાંતો ન પાળતો હોય તેવા જીવન સુત્રો તે બીજાઓ આગળ રજુ કરે છે. જગતને પોતે કેટલું ઓછું ઓળખ્યું છે તે સમજવામાં તે વારંવાર નિષ્ફળ નીવડશે કારણ કે મનથી પણ વિશેષ હોય એવા ચેતનનું સ્વરૂપ એજ જગત છે. અને જે કોઇ તેને માત્ર મનવડેજ સમજશે તે પોતાની સમજમાં ભુલ્યા વિના રહેશે નહિં. એનું વધારે પડતું બુધ્ધીબળ બુધ્ધીના કલંકરૂપ નીવડશે અને વસ્તુ માત્રને તે કાચ દ્વાર નીહાળતો હોય એમ નીસ્તેજ નીહાળશે.

મનદ્વાર ધીમે ધીમે અનુભવો મળતાં અને તેમને એક સાચી જીવન ભાવનામાં ગુંથાતાં ઘણુંય જીવન ખતમ થઇ જશે. લગભગ હવે એ જગતના માનસીક જીવનમાં ભાગ લેતો થશે અને જ્યારે એ આગળના પગથીઆના દ્વાર સમીપ આવી પહોંચે છે ત્યારે આપણે તેને વિજ્ઞાન, ફીલસુફી કે સાહિત્યમાં કાર્ય કરતો નીહાળીશું. એની બુધ્ધી હજુ પણ ઘણી અંગત અને ખોટી માન્યતાઓથી રંગાયલી હોય છે અને એને અંતરજ્ઞાનનું આગળનું દર્શન થાય તે અગાઉ તેને નિસ્વાર્થી Impersonal અને પવિત્ર બનાવવવાની આવશકયતા રહે છે. આપણને જણાશે કે એકવાર ફરીથી એના જીવનમાં અસંતોષ પ્રવેશે છે. વર્ષો સુધીની મહાભારત મહેનતે રચેલી તેની રચનાઓ એક પછી એક છિન્ન ભિન્ન થઇ જાય છે કારણ કે એના સિધ્ધાંતો અંશ માત્રજ સાચા હતા એવી નવી વિગતો કુદરત જગતને જાહેર કરે છે. જે જગતને માટે એણે શ્રમ વેઠયો હતો તે એને વિસારે પાડે છે અને જે માન એને મળવું ઘટે છે તે બીજા ઉગતા નાના કાર્ય વાહકો લઇ જાય છે. તેના વહાલા મિત્રો પણ તેને સમજવામાં ભુલ કરે છે અને 'જો કે તે પોતાનું અંતર ખાતો પુરેપુરો અટકતો નથી છતાં તેમાં થોડી ઘણીતો ત્રુટીઓ પડે છે તથા વધારે સારા ખોરાક માટે હું નહિ પર તે પોતાને બાહ્ય રીતે વળગી રહે છે.'

પણ ખોટી માન્યતાઓને લઇને બીજાઓને કરેલા અન્યાયના આ દુઃખી પાકને અંગે આવતી આ વેદના તેનામાં વહેલી મોડી એક ઉંચા પ્રકારની શુધ્ધિ કરે છે; તે જીવાત્મા કાર્યના ફળને માટે નહિ પણ કાર્યને માટેજ કાર્ય કરતાં શિખે છે. સત્યની શોધમાં પોતાની જાતને નિસ્વાર્થ ભાવે અર્પવાનો આનંદ તે હવે અનુભવે છે. ફીલસુફીઓનો અભ્યાસુ પણ તેમાની કોઇનોય ગુલામ થયા સિવાય તે કુદરતને તેના સત્ય સ્વરૂપમાં નીહાળે છે અને મનની સંપૂર્ણ નિસ્વાર્થતાથી તે તેની ગુઢ બાબતોનું એક પછી એક નીરાકરણ કરતો જાય છે. પાયથાગોરાસે કહ્યું છે કે

'એક વિશાળ બુધ્ધી પ્રભુતાનું સંગીત છે' તેમ આપણે તેને માટે કહી શકીએ. આ પ્રમાણે તેનામાં અંતરજ્ઞાનનાં દર્શનની ઉષા પ્રકટે છે.

## ભાવના પ્રાધાન્યવાળાઓનું દર્શન.

પહેલે પગથીએથી બીજે પગથીએ આવવાની ક્રીયાનું વર્ણન કરતી વેળા મ્હેં કહ્યું હતું કે દુનીયામાં બે જાતના જીવાત્માઓ હોય છે—ભેદભાવમાંથી એક મનદ્વારા અને બીજા ભાવનાઓ દ્વારા અંતરજ્ઞાનની સ્થિતિએ પહોંચે છે. મનુષ્યોને બુધ્ધીદ્વારા સ્વાર્થનો ત્યાગ કરવાનું કેવી રીતે શિખવવામાં આવેછે તે આપણે જોઇ ગયા છીએ. હવે જેઓની ભાવનાઓ તેમના મન પર પ્રાધાન્ય ભોગવતી હોય તેઓ આ પરીણામ શી રીતે પ્રાપ્ત કરે છે તે આપણે તપાસીએ.

મનોબળવાળી જાત પહેલે પગથીએ જેમ હલકા પ્રકારની બુધ્ધીનો વિકાસ દર્શાવે છે તેમ આ ભાવનાવાળા મનુષ્યો એજ પગથીએ ઘણીજ ભાવનાઓ દર્શાવી રહ્યા હોય છે. આ ભાવનાઓ સારી અને નિસ્વાર્થી હોય છે એમ કહેવાનો માયનો નથી. અવશ્ય તેમાં ઇર્ષા અને કામ વાસના ( lust ) ઉપરાંત કદાચ થોડી ધર્મીષ્ટ ભાવના હોય છે. પણ તેનું ચારિત્ર ભાવનાઓ વડે સહેલાઇથી ઘડાય છે એતો સ્પષ્ટ છે અને આ ભાવનાને હસ્ત કરી તે જીવાત્માને આગળના પગથીઆ માટે તૈયાર કરવામાં આવે છે.

પોતાના ભાવના સ્વભાવને અનુસરી તથા પોતાની આસપાસનાઓની લાગણીઓ પ્રત્યે સ્વાર્થી અને બેદરકાર થઇ તે પોતાનાથી નબળાઓને પોતાની ઇચ્છાનુસાર વર્તવાને ફરજ પાડે છે. પણ જેઓ એની નીચ વાસનાઓ પુરી પાડે છે તેઓ પ્રત્યે એની લલુપ્તા અને એના વિકાર એને તેમની સાથે જન્મો જન્મ માટે સંયુકત કરે છે. આખરે એને ભાન થાય છે કે તેઓને મરજી ફાવે ત્યારે કાઢી મુકાતા નથી પણ તેઓ તેના

ભાવના જીવન માટે જરૂરના છે. એની મલીન વાસનાઓ રહેતે રહેતે પવિત્ર બને છે અને ત્યાર પછી એને તેઓના પ્રસંગમાં વારંવાર આણવામાં આવે છે કે જેથી તેની ભાવનાઓ તેઓ પ્રત્યે સજોસ વહે. પણ ભૂતકાળમાં તેણે તેમને જે નુકશાન કર્યું હોય છે તે એમના ચક્ષુઓ પર એક પડદો નાખે છે અને તેમને એની પ્રત્યે બેદરકાર બનાવે છે. એમ છતાં એને તો ચાહવાની ફરજ પડે છે અને ભૂતકાળમાં કરેલા નુકશાનનો બદલો સેવાઓથી વાળવો પડે છે. પણ બદલામાં એને તો નીરાશાજ પ્રાપ્ત થાય છે. આવેશમાં આવી જ્યારે એ સાંકળને તોડવા પ્રયત્ન કરે છે ત્યારે એને જણાય છે કે તેને તોડી શકવા એ અસામર્થ્યવાન છે. પ્રેમને એ ધીક્કારતો થાય છે પણ પોતાના બલિદાન સહીત પ્રેમના યજ્ઞ કુંડ આગળ તેને વળીવળીને પાછા આવવું પડે છે.

જીવન હવે નીરાશા અને અંધકારથી છવાયલું હોય છે છતાં પણ તેની વધારે શાંત પળોમાં તેને સમજાય છે કે દુઃખ અને આફત આવ્યાં છતાં તેના ભાવના જીવને તેનામાં એક નવીન જાગૃતી કરી છે. દરેક વસ્તુઓની ભીતરે રહેલા યૌવનની તેને કોઇ કોઇ વેળા ઝાંખી થાય છે અને જે જગત નીરસ અને નીસ્તેજ જણાય છે તે કોઇ ચોક્કસ ભાવનાઓના દબાણથી ફરી આગળના જેવું જણાવા માંડે છે. આવી જાતની ઝાંખી પ્રથમ તો ક્ષણીક હોય છે અને પ્રેમની ભાવનાઓ એના જીવનમાંથી ઉડી જાય નહિ ત્યાં સુધી તે રહે છે. પણ એનોય એક એવો વખત આવે છે કે જ્યારે એને આખુ જગત યુવાન જણાય છે અને વૃક્ષ માત્ર લીલમલીલાં ભાસે છે, તથા દરેક હંસ રાજહંસ જેવું અને દરેક બાળા મહારાણી સમાન લાગે છે.

તેના ક્ષણીક પ્રેમથી પોષાઇ દરેક જીંદગીમાં આ ભાવના તેનામાં વિકાસ પામે છે. આખરે તેનામાં વિસ્મયતાનું ભાન ઉદભવે છે. કુદરત જીવનની દરેક વસ્તુઓની નવીનતા જાહેર કરે છે કે જે એ હવે પછીથી કદીપણ

વિસરી શકતો નથી. જ્યારે પ્રેમનું મોજું તેના અંતરમાં ફરીવળે છે ત્યારે શ્વાસના દરેક તણખલામાં, દરેક પાંદડામાં તથા દરેક પુષ્પમાં તેને નવોજ અર્થ સમજાય છે. જ્યાં એ એકવાર લેશ પણ સૌંદર્ય નીહાળી શકતો નહતો ત્યાંજ હવે તે સૌંદર્ય નીહાળે છે. તેની આસપાસની સર્વ સુંદર વસ્તુઓ–પછી તે ભલે કોઇનું વદન હોય, કોઇ પુષ્પ હોય, સૂર્યાસ્ત હોય કે સંગીત હોય–તેના સ્નેહીજનો સાથે તેને અદ્‌ભુત રીતે જોડે છે; જગત હવે નીરક્ષરપોથી જણાતી અટકે છે. 'દરેક જીંદગીની મુદતમાં એકવાર પ્રેમ જાગૃત થાય છે અને મનુષ્યો પોતાનાં ભારે પોપચાં ઉઘાડી જુવે છે અને અહા! એક મીઠું પાન શીખવી શકે તે તેઓ આનંદથી વાંચે છે અને પોથીને પાછી બીડે છે. કેટલાક આભાર માને છે, કેટલાક નીંદા કરે છે અને મોટો ભાગ વિસારે પાડે છે પણ ગમે તેમ હોય, તે અને બાળકનાં જે સ્વપ્ન ધ્યાન બહાર જાય છે તે તેમના સમસ્ત જીવનનો પ્રકાશ છે.'

આ વિસ્મયતાનું ભાન ચલીત હોય છે અને એવા પણ વખત આવે છે કે ત્યારે જગત પર પડદો આવે છે. પણ તે પડદો તેણેજ ઉભો કરેલો છે અને અંતરજ્ઞાનનું દર્શન થતાં પૂર્વે તે તેણે વિંધવો પડે છે. એકવાર ફરીથી તેના જીવનમાં અશાંતિ આવે છે–પ્રણય પણ ફાની છે એવો અસંતોષ તેને થાય છે. જેમને એ ચાહે છે અને જેઓ એને ચાહે છે તે સઘળાં જીંદગી જ્યારે ફુલ બહારમાં હોય છે ત્યારે તેની પાસેથી છીનવી લેવામાં આવે છે. પોતાના મિત્રો માટે પ્રેમથી ઘડેલાં આદર્શો તેજ મિત્રો બેદાન મેદાન કરે છે. આ સઘળું ક્રુર જણાય છતાં ભૂતકાળમાં વાવેલા દુઃખદ બીનોજ વિપાક છે. પણ એ વિપાકમાં એક ચીરંજીવી માયાનો સમાયલો હોય છે. અત્યાર સુધી એ પ્રેમને નહિ પણ પ્રેમના પડછાયાનેજ ચાહતો આવ્યો છે; આદર્શ કે જેમાંથી કશું પણ ખંડીત થઇ શકતું નથી તેને નહિ પણ તેની કૃત્રિમતા કે જે ઘટી શકે છે

તેનેજ ચાહતો આવ્યો છે, હવે એની દૃષ્ટિ વધારે સ્પષ્ટ અને એની ભાવના વધારે સત્ય થવી જોઇએ. ઉત્સાહમાંથી નીરાશામાં કુદે નહિ એવું એનું ચારિત્ર સુદૃઢ થવું જોઇએ તથા ખ્યાલી અનુભવજ્ઞાન (mysticism) જે પોતાની ભાવનાઓનાં કારણોની કીંમત આંકવાને બદલે તે ભાવનાઓમાંજ આનંદ માનવાનું પસંદ કરે છે તેનાથી એણે સંતુષ્ટ રહેવું જોઇએ નહિ.

તેથી વિપત્તિ દ્વારા વિશુધ્ધી થવી અવશ્યની છે. સ્વાર્થની મલીનતા બળીને ભસ્મ થઇ જાય છે અને આખરે ઇશ્વરી ઇચ્છા રૂપી સુવર્ણ શેષ રહે છે. પછી એને માલમ પડે છે કે જે ભાવનાઓમાં અર્પણ (offering) નો ભાવ સમાયલો છે તેજ સાચી ભાવનાઓ છે. વાસનાઓની આ પ્રમાણે શુધ્ધી થાય પછી અને બીજી જાતના જીવાત્માઓની શુધ્ધી નિસ્વાર્થ થયા પછી અંતરજ્ઞાનનું દર્શન થાય છે.

## અંતરજ્ઞાન પ્રાધાન્યવાળાઓનું દર્શન.

'નયનો નીહાળી શકે તે પહેલાં તેઓમાંથી આંસુ ખાળવાની શકિત નિર્મળ થવી જોઇએ; કર્ણ સાંભળી શકે તે અગાઉ તેણે તેની તીવ્રતા ગુમાવેલી હોવી જોઇએ.' જે સઘળા જીવો આ પગથીએ આવ્યા છે તેઓ 'ત્યાગથીજ સાચું જીવન શરૂ થાય છે' એવો કડવો પાઠ હવે શીખ્યા છે. તેઓએ પોતાનાજ અનુભવથી સિધ્ધ કર્યું છે કે એક વેળા જે મૃત્યુ દીસતું હતું તે માત્ર 'જીવનનો પશ્ચાતાપ' જ છે. મનુષ્ય પ્રભુનું બાળક છે અને પોતાના પિતાની સાથે સહકારી થવાજ તે જીવનમાં આવ્યો છે એવો જીવનનો માયાનો તેને હવે સમજાયો છે. જીવાત્મા સમુહ સાથેનો પોતાનો સંબંધ આવા શબ્દમાં રજુ કરે કે નહિ એ અગત્યની બીના નથી; કોઇપણ કાર્યના કરનાર થવું એજ એના જીવનનું કાર્ય છે, અને જ્યાં સુધી તે કાર્ય તેના અનિવાર્ય નિશાન તરફ જતું હોય ત્યાં

સુધી એને આવી પડતી કોઇ પણ બીના અગત્યની નથી એટલુંજ તે સમજાવું જોઇએ. વિચાર અને ભાવનાનો અંત પોતાના જાતિબંધુઓન કાર્યમાંજ રહેલો છે અને તે કાર્ય વૈરાગ્ય ભાવે અને બદલાની આશાન વિચાર વિના કે અર્પણના ભાવથી છલકતું હોવું જોઇએ એટલુંજ એ જાણે છે.

અંતરજ્ઞાનની શક્તિ હવે તેનામાં આવી હોય છે અને તે શક્તિ બુધ્ધી અને ભાવના બન્નેથી પર હોઇ તે પોતાના ન્યાયને આ બન્ને દૃષ્ટિએ સત્ય ઠેરવી શકે છે. સામાન્ય વસ્તુઓના ધોરણ સમાન 'સામાન્ય બુધ્ધી'માંથી પસાર થઇ તે હવે અસાધારણ બુધ્ધીમાં પ્રવેશે છે. કારણ અસાધારણ વસ્તુઓ જેનાથી બીજાઓ અજ્ઞાત હોય છે તેનાથી તેને માટે તો જીવન હવે ભરેલું હોય છે. માનુષી સંબંધોમાં અનિવાર્ય હોય એવાં તત્વો સ્ત્રી અને પુરૂષોમાં તે નીહાળે છે અને તેથી તેમના વિષેન એના અભીપ્રાયો આ દુનીયાના હોતા નથી. વસ્તુ માત્રમાં તે એકજ જીવનને નીહાળે છે અને તેને અનુભવે છે. એકતા યોજનાર દરેક વસ્તુ તેને આકર્ષે છે; જો તે બુધ્ધીબળવાળો હશે તો તે વિજ્ઞાન કે ફીલસુફીન સંકલનાને ચાહશે, જો તે ભાવના પ્રાધાન્ય હશે તો તે કળા ( art ) કે પરોપકાર વૃત્તિમાં ( Philanthropy ) પોતાની જાતને અર્પણ કરશે.

હવે ધીરે ધીરે **અનેક** એને માટે **એક** થાય છે. માત્ર હવે પછીનાજ પગથીએ **ઐક્યતાને** એ સમજે છે પણ તેને તે પગથીઆ માટે તૈયાર કરવા વિજ્ઞાન અને કળા, ધર્મ અને ફીલસુફી જીવનમાંથી તેને માટે મુખ્ય અનંત જાતો તારવી કાઢે છે. આકૃતિ, વિચાર, ભાવના અને સ્વભાવની જાતો તે પોતાની ચોપાસ આવેલી જુવે છે અને જીવનની દરેક શાખાઓ બદલાય છે કારણ કે કાળ ભૂમી અને અસ્થીરતાની પરના કોઇ આદર્શ પ્રદેશનું તે જાણે અરીસામાં પ્રતિબીંબ પાડતું ન હોય એ

જણાય છે. નાશવંત જન્મની દરેક વસ્તુ માત્ર નમુનોજ છે. જેની નહિં જેવી કીંમત હતી તે અહીં પરીપકવ થાય છે. જે ગુઢ વસ્તુ હતી તે નયન આગળ આવે છે; **સદા-સુંદરી** સમાન કોઇ આપણને આગળ ખેંચે છે.

આ **સદા-સુંદરી** ( Ever-womanly ) હવે એને સર્વ સ્થળે એક પન્ના દાખવે છે. વિજ્ઞાન એને કુદરતની ઐકયતાનું ભાન કરાવે છે તથા મનુષ્ય પોતાનું વિશ્વ ઉત્પન્ન કરતું એક ચેતન છે એમ ફીલસુફી એને જણાવે છે. કળા એને સર્વ વસ્તુંઓમાં યોવન અને સૌંદર્યનો સાક્ષાત્કાર કરાવે છે તથા સર્વ પર એક પ્રેમ તરવરી રહ્યો છે એમ ધર્મ એનાં અંતરમાં ગુંજન કરી રહ્યો છે. એની ઇચ્છા સદા સર્વની સેવામાં રહે છે તેથી એની અનુકંપા તે સર્વને આલિંગે છે.

આત્મ દર્શન પ્રકટવાની હવે એને માટે વધારે વાર નથી. પણ એને તેના દ્વાર આગળ આણવા એના આત્મામાં એકવાર ફરીથી અસંતોષ પ્રવેશે છે. આ અસંતોષ હવે અંગત હોઇ શકતો નથી. કરેલાં અપકૃત્યનો દુઃખી બદલો હવે સદાને માટે આથમ્યો હોય છે પણ માત્ર બીજાઓનીજ ગ્લાનિ તેની ઉપર પડછાયો નાખે છે. વસ્તુઓની અસ્થિરતાને લઇને આ ઉદભવવા પામતું નથી કારણ કે નિશંસય તે પોતાના અવિનાશીપણાને સમજે છે અને દરેક વસ્તુ બદલાય છતાં તેની પાછળ કદી પણ ન બદલાતી હોય એવી એક વસ્તુ રહેલી છે એમ એ સમજે છે. છતાં પોતાના નિર્માણ થયેલા લક્ષ્ય બીંદુએ પહોંચવા જતાં અસંતોષ આવ્યા વિના રહેતો નથી. પણ હવે તે અસંતોષ નવ ઉત્પાદક તરીકે આવે છે. કારણ કે પુર્વ ભવોમાં એણે જે ક્ષેત્રમાં પોતાની જાતને કેળવીછે તે ક્ષેત્રમાં અંતરજ્ઞાનની સહાય વડે એ કંઇક નવી કૃતિઓ ઉત્પન્ન કરે છે. કવિ, કળાશાસ્ત્રી, રાજ્યદ્વારી પુરૂષ, સંત કે વિજ્ઞાન શાસ્ત્રી તરીકે એ જગતના બુધ્ધીશાળી પુરૂષોમાંનો એક બને છે. એની કૃતિઓ અન્યને

વિસ્મય પમાડે એવી હોય છે છતાં એને તો તેમાં અપૂર્ણ સત્ય અને અપૂર્ણ સૌંદર્ય જણાય છે કારણ કે એ પોતાના આદર્શને જુવે છે અને મનુષ્યો સમક્ષ બને તો અવસ્ય તેને રજુ પણ કરે પણ બીજાઓ ન સમજી શકે એટલા પ્રમાણમાં એ પોતાની નિષ્ફળતા સમજે છે. 'અપ્રાપ્યના પડછાયા પાડી પ્રાપ્ત કરવા' જીવન તેને સંબોધી રહ્યું છે.

જેમ જેમ એક પછી એક જીવન દ્વારા તે વૃદ્ધીગત થતો જાય છે તેમ તેમ વિજ્ઞાન શાસ્ત્રી અને કવિ, કાળાશાસ્ત્રી અને સંત સૌ એક નમુનામાં મિશ્ર થઇ જાય છે અને તે આપણાથી 'બીજાં મોટાં ચક્ષુઓ વડે' નીહાળતો થાય છે. તેણે પોતાના હૃદયની સત્યતા તથા પોતાના હાથની નિર્દોષતા પુનઃ પ્રાપ્ત કરી છે અને હવે તે એક 'નાના બાળક' સમાન બન્યો છે. દયા વડે ઉન્નત થઇ પારસીફલ, 'પવિત્ર મૂર્ખ' કે જે પોતાના વારસામાં પ્રવેશે છે તેના સમાન તે હવે બન્યો છે.

## આત્મ-દર્શન.

કેટલીય જીંદગીઓ સુધી જેણે એને આગળ વધતાં જોયો છે તથા અદ્રસ્યપણે જેણે એને પ્રોત્સાહન આપ્યું છે તે એક એને એના પગથાર આગળ આવી મળે છે. અને એ આ જગતની પોથીમાં જેમનાં નામ અમર થયાં હોય તેવા વિખ્યાત વીર પુરૂષોની સર્વોત્તમ મંડળીમાના એક ગુરૂદેવ' જ છે. જે સઘળાં આદર્શો એને આગળને આગળ આકર્ષે છે તે સઘળાંની સફળતા તે **તેઓશ્રી**માં નીહાળે છે. અને પોતાના **પ્રભુપિતા**ના હાથમાં હાથ ટેકવી એ હવે પોતાનો માર્ગ કાપે છે તથા ગુરૂદેવ એને આત્મ દર્શન કરાવી રહ્યા હોય છે. જેઓને આ દર્શન થયું છે તેમના સિવાય અન્ય આ દર્શનનું વર્ણન કયાંથી કરી શકે? અને જે જીવનમુકત થયો નથી તે આ વિષયપર સત્તાશીલ અવાજ શી રીતે કાઢી શકે? એમ છતાંય જ્ઞાનસ્વરૂવ જીવનમુકતો મનુષ્યોની મધ્યમાં

વિચરેલા હોય છે, કૃષ્ણ, બુદ્ધ અને ક્રાઇસ્ટે પોતાના જીવનોદ્વારા આ દર્શનની કંઇક ઝાંખી કરાવેલી છે તેથી આ દર્શન કેવું હોઇ શકે તે આપણે તારવી શકવા અસમર્થ નથી.

આત્મ દર્શનમાં અસંખ્ય મટીને એક થાય છે. 'વિશ્વમાં તે એકલો આવે છે અને એકલો જાય છે.' અગ્નિ પણ તેજ છે, પાણીમાં પણ તેજ છે. તેને અને તેનેજ ઓળખ્યાથી મનુષ્ય મૃત્યુની પર જઇ શકે છે, તે સિવાય અન્ય માર્ગ વસતો નથી.

હવે જે જીવાત્મા પોતાના વિકાસના શિખરે આવ્યો છે તે સમજે છે કે મનુષ્ય કઇ ભાવનાથી કાર્ય કરે છે તથા પોતાના કાર્યમાં તે કેટલો વિકૃત થાય છે તે અને નહિ કે તે કેટલું કરી શક્યો છે તે અગત્યનાં છે. દરેક જણુ પરમ પ્રકાશના કીરણો હોઇ તેને મન કોઇ પણ ઉચ્ચ કે નીચ હોતું નથી. સર્વથી શ્રેષ્ઠ તેમજ સર્વથી અધમ વસ્તુદ્વારા અંધકારમાંથી આગળ આણવા પ્રભુ આપણને પોતાનો પુરતો પ્રકાશ આપે છે. હવેથી જીવન એને મન પવિત્ર વસ્તુ ( Sacrament ) બને છે અને એ તેનો એક ધર્મગુરૂ (Celebrant) થઇ રહે છે. તે પોતાની જાતને વિશુધ્ધી મનુષ્યના ઝુરતાં અંતરોની વેદના તથા તેમની અગણીત વાસનાઓ પ્રભુને સમર્પે છે.

જીવન તૃષ્ણાનો ત્યાગ કરી એ પોતાનું કાર્ય સાધે છે. સ્વને વિસારે પાડયાથી આખું વિશ્વ હું રૂપ થઇ રહે છે. છતાં હૃદયોર્મિથી એ જાણે છે કે તે 'હું' મહાન પ્રકાશનું માત્ર એક નાનકડુંજ કીરણ છે. હવે પછીથી એ જીવે છે તે એટલાજ માટે કે કોઇ વધારે મહાન વ્યકિત એનીદ્વારા ચાહે અને એનીદ્વારા કાર્ય કરે. ત્યારપછી એનું કાર્ય એને સ્વર્ગમાં કે નર્કમાં ગમે ત્યાં લઇ જાય ત્યાંથી એનું હૃદય ગુંજી રહે છે કે સૂર્યના જેવા

તેજસ્વી, અંધકારની પરના મહાન પુરુષ ને હું ઓળખું છે. તેમને અને તેમનેજ ઓળખ્યાથી મનુષ્ય મૃત્યુને ઓળંગી શકે છે; તે સિવાય અન્ય કોઇ માર્ગ વસતો નથી.

આ પ્રમાણે, નવ યુગના આગેવાનો, અમો જીવનને પૂનર્જન્મની દૃષ્ટિથી જોઇએ છીએ. જે પ્રમાણે વિકાસક્રમશાસ્ત્રી સઘળી કુદરતને જીવનની એક શ્રેણીમાં ગુંથાયલી જુવે, આકાશ અને સમુદ્ર જેમ તેને વિકાસક્રમની ખાત્રી આપી રહે છે તેજ પ્રમાણે, અમો સર્વ મનુષ્યોને એક સામાન્ય ઉદ્દેશ માટે એકત્ર થયેલા નીહાળીએ છીએ અને તેમની આશા અને તેમના ભય, તેમના આત્મભોગ અને તેમના સ્વાર્થ અમોને પુનર્જન્મની ખાત્રી આપી રહ્યા છે. જીવન અને તેના અનુભવો હવે 'એવી કમાન નથી કે જે દ્વારા ન નીહાળેલા વિશ્વનાં કીરણુ પડતાં હોય અને તે વિશ્વની સીમા હું ચાલું ત્યારે સદા દૃષ્ટિ બહાર ઉડી જતી હોય.'

કવિએ વર્ણવ્યું છે કે 'પ્રથમ કાર્ય કરો, આ જગત દુઃખથી છવાયલી રંગભુમી છે જ્યાં તેના બદલાતા દેખાવોથી તમે સૌ મરણુ તોલ થઇ જશો. પણુ ધૈર્ય રાખો આપણા જીવન નાટયનો લેખક કોઇ પાંચમા અંકમાં આ ભયાનક નાટકનો ઉદ્દેશ જાહેર કરશે' એવું હવે જગત આપણુને જણાતું નથી.

પાંચમો અંક આપણી દૃષ્ટિ આગળ તર્યા કરે છે. મનુષ્ય માત્રનો જે જન્મ સિધ્ધ હકક છે તેજ આત્મા દર્શનનો અંક છે અને દરેક જણુ ધીમે ધીમે તે તરફજ પગલાં વાળી રહ્યું છે કારણુ કે તે સિવાય અન્ય માર્ગ વસતો નથી.



# ત્યાગશાસ્ત્ર.



જીવનનો આનંદ? શું તે સર્વ સ્થળે રહ્યો નથી? વનસ્પતિ, પશુ અને મનુષ્યમાં સુખની એક એવી ભાવના શું રહી નથી જે વસ્તુમાત્રને સારમાંથી ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટમાંથી સર્વોત્કૃષ્ટ દશા પ્રાપ્ત કરવા પ્રોત્સાહન આપી રહી ન હોય? સુખ પ્રાપ્તિ એ મનુષ્યોનું લક્ષબિંદુ હોવું જોઇએ એનું માત્ર અંધ કે ઝાંખુંજ ભાન થયું હોય છતાંય જ્યારથી પ્રભુએ કહ્યું છે કે 'જ્યોત પ્રગટવા દો' ત્યારથી સર્વ મનુષ્યો અંધકારમાંથી પ્રકાશમાં આવવા શું મથતા નથી? છતાં પણ કેટલા થોડા જણ જીંદગીમાં સુખ પ્રાપ્ત કરી શકે છે? ટહૌકવું સહેલ છે કે God's in his heaven, all's right with the world! અર્થાત્ પ્રભુ પોતાના સ્વર્ગમાં છે, જગતમાં સૌ સારૂંજ થઇ રહ્યું છે.

પણ વિગતોથી અંધ બન્યા સિવાય આવાં ગાન ગુંજી શકતાં નથી. ઘણાને મન તો જીવન એક શોક-પ્રધાન નાટક છે અને કવિવર ટેનિસને તેને સત્યતાપૂર્વક વર્ણવ્યું છે કે,

Act first, this Earth, a stage so gloom'd with woe
You all but sicken at the shifting scenes.
And yet be patient. Our Playwright may show
In some fifth Act what this wild Drama means.

પ્રથમ કાર્ય કરો, આ પૃથ્વી દુઃખથી છવાયલી રંગભૂમિ છે જ્યાં તેના બદલાતા દેખાવોથી તમે સૌ મરણતોલ થઇ જાવ છો. એમ છતાંય ધૈર્ય રાખો. આપણા જીવન નાટયનો લેખક-પ્રભુ આ ભયાનક નાટકનો શો ઉદ્દેશ છે તે કોઇ પાંચમા અંકમાં પ્રદર્શીત કરશે.

છતાંય, સુખ એજ પોતાનું નીશાન હોવુ જોઇએ એમ સૌ કોઇ માને છે અને સુખની અતિ ઉંડી લાગણીઓને પહોંચવામાં મનુષ્યજાતિ જરાય ચુકતી નથી. તો પછી સુખની પ્રાપ્તિ વધારે સરલ શા માટે ન હોવી જોઇએ?

## મનુષ્ય એક વિકસતો આત્મા.

જીવનની એક એવી ફીલસુફી છે જે એમ માને છે કે મનુષ્ય એક અમર આત્મા છે અને પૃથ્વીપર એક કરતાં અનેક જીવનો ગાળી તેમાંથી પ્રાપ્ત કરેલ અનુભવો વડે અનેક શક્તિઓ અને સદ્દગુણો મેળવી વૃદ્ધિંગત થતો જાય છે. આ ફીલસુફી એમ પણ સમજાવે છે કે સર્વ મનુષ્યો એકજ પિતાનાં બાળકો છે. તેમણે-પ્રભુએ-આ વિશ્વ ઉત્પન્ન કર્યું છે તે એટલા માટે કે તેમાં કાર્ય કરી પોતાના બાળકો પોતાનો સ્વભાવ કંઇક સમજી શકે અને આનંદથી પોતાને આવી મળે. આ સિદ્ધાંત પ્રમાણે કોઇ પણ વ્યક્તિ માટે સુખની અચળ દશા પ્રાપ્ત કરવામાં નહિ, પણ આદર્શ ભાવિની યોજના પ્રમાણે તેને કાર્ય કરતાં અને તે કાર્યમાં નવરંગી અને વધે જતો આનંદ મેળવવાનું શિખવવામાં જીંદગીનો હેતુ સમાયલો છે.

આત્મ વિદ્યાના અભ્યાસીઓની દૃષ્ટિએ તો પ્રત્યેક મનુષ્ય નિર્માણ થયેલ આદર્શ ભાવિ માટે કાર્ય કરી રહ્યું છે, પણ તેઓ સઘળા પોતાની ભિન્ન ભિન્ન શક્તિઓના પ્રમાણમાં જુદે જુદે પગથીએ કાર્ય કરી રહ્યા છે. પ્રત્યેકને બંધબેસતા જીવનના સિદ્ધાંતો તથા આ પગથીયાંની સમજણ વડે જીવન-કોયડો હાલના કરતાં વધારે સરળ બને છે. શાશ્વત સત્યે પહોંચાડનાર સુખના માર્ગ પર સુખ, ત્યાગ અને દિવ્ય સ્વરૂપાંતર ( transfiguration ) એવાં ત્રણ મુખ્ય પગથીઆં છે.

## સુખની અવસ્થા.

આ પગથીએ ઇશ્વર પોતાના બાળકોને જીવનના ઉદ્દેશ તરીકે સુખ અર્પી તેમને પોતાની સાથે સહાનુભુતિથી વર્તવા આદેશે છે. પ્રભુએ તેમનામાં સુખની લાલસા રોપી છે અને તેમને સુખી કરે એવું કાર્ય પોતે તેમને પુરૂં પાડે છે. મિત્ર, બાળક કે સૌભાગ્ય પ્રેમ, પ્રસંશા અને મનુષ્યોની કૃતઘ્નતા, વિજય અને સંતોષ-આવા આવા બદલા તેમના સેવનારને મળે છે. આ પગથીએ યુવાન જીવો માટે જીંદગીમાં અનેક મિષ્ટ માર્ગો હોય છે. કુંજ અને કોતરો, સાગર અને સરિતા, પહાડ અને પર્વતોમાંથી મળતો આનંદ તેઓ અનુભવે છે. આ દશાએ મનુષ્યો મહાન કાર્ય માટે ઉપયોગી તો છે પણ જ્યાં સુધી તેઓ ઇચ્છાપૂર્વક સુખનેજ શોધી રહ્યા છે ત્યાં સુધી સેવક તરીકે તેમની શક્તિ ઝટ ખુટી જાય છે. કારણ કે એ જીંદગીમાં ઝટ 'ઠેકાણે પડી જાય છે." આશ્ચર્યની અણમોલ લ્હાણ ધીમે ધીમે ઉડી જાય છે અને એનું સુખ વધતું અટકી પડે છે, પોતાનામાંજ મશગુલ થયેલો હોઇ પોતે જગત પાસેથી મેળવવાની જ આશા રાખી રહ્યા હોય છે. પણ સુખનો માર્ગ કાર્યમાંજ સમાયલો છે અને એને જો હમેશાં આગળજ વધવું હોય તો અત્યાર સુધીમાં પોતાને માથે જે કાર્ય આવી પડયું હોય તેનાથી વિશેષ મહાન કાર્ય માટે તેણે લાયક બનવું જોઇએ. પણ બીજે પગથીએ પગ માંડતાં પહેલાં તેણે તદ્દન વિકૃત થવું જોઇએ. આજ સુધી તો તેણે વસ્તુઓ તથા મનુષ્યોનાં માપ પોતાના લઘુ આત્મના ધોરણ વડે લીધાં છે; હવે પછી મહાન આત્મા એજ એનું ધોરણ થવું જોઇએ. સ્વ વિચારનો ત્યાગ કરી પોતે સમજવું જોઇએ કે જીવનમાં પોતે યા પોતાનું સુખ વિશેષ અગત્યનાં નથી પણ વિશેષ અગત્યની વસ્તુ તો માત્ર કાર્ય જ છે. આ જાતનું ભાન પ્રગટે તે પૂર્વે અવસ્થાન્તર ( Conversion ) થવાની જરૂર રહે છે.

## અવસ્થાંત્તર.

પોતાના અલ્પ સ્વાર્થમાંથી મહાન આત્માના કાર્ય તરફ વળવાના ઘણા માર્ગો છે. કેટલાક ધર્મના સ્વરૂપમાં સત્યને ચાહી પોતાની કલ્પના શક્તિને આંજી નાખે એવી કોઇ ભવ્ય વ્યક્તિ આગળ પોતાનાં હૃદય ખોલે છે. ત્યારથી તેઓ તેને સેવે છે અને તેઓશ્રી સમાન થવા માંડે છે તથા પોતાના લઘુ આત્માનો ખ્યાલ હમેશને માટે બરતરફ થાય છે. કેટલાક વિજ્ઞાન અને ફીલસુફીનો અભ્યાસ કરી વિકાસક્રમની ભવ્ય યોજના શોધી કાઢે છે જેને અંગે તેઓ સમજતા થાય છે કે વ્યકિત તો મહાન સમુહનો માત્ર અશંજ છે અને તે વિશ્વ ( Cosmos ) નું મધ્યબિંદુ નથી. વળી જો તેઓનો અભ્યાસક્રમ સાચોજ હોય તો તેઓને એમ પણ જણાય છે કે જગતમાં એક મહાન ઇચ્છાશકિત કાર્ય કરી રહી છે અને જીવને જોખમે પણ તેઓએ તેની સાથે સહાનુભૂત થવું જોઇએ. કેટકલાકને વસ્તુઓની ગુહ્ય દિશમાંથી ગુઢ અનુભવો મળે છે અને જીવન તેમની દિશાને ફેરવી શકે એવો સંદેશ આપે છે. આ અદ્રશ્ય પ્રદેશમાંથી " સોલ, સોલ તું મને શા માટે રીબાવે છે." એવા ધ્વનિ સંભળાય છે અને ખ્રિસ્તીઓનો રીબાવનાર બદલાઇ કાઇસ્ટ ભગવાનનો દુત બની રહે છે. વિકૃતિના હજારો માર્ગ છે અને તે દરેક દેશ તથા દરેક ધર્મને સમાન રીતે લાગુ પડે છે. એક તત્વ સામાન્યપણે વસે છે. તે એજ કે પુરાણી અહંભાવના યા દેહભાવના ( Personality ) નો નાશ થઇ મહાન કાર્યની સેવાને અર્થે એક નવીજ ભાવના ઉદ્દભવે છે.

રૂપાંત્તર દ્વારા જ્યારે આ નવિન ભાવના વિશેષ વિશાળ કાર્ય માટે તત્પર થાય ત્યારે મનુષ્યે પોતાનાં હથીઆરો વિશુદ્ધવાં જોઇએ. પોતાના વિચાર અને પોતાની ભાવનાઓ એજ હથિયાર છે.

તેમને શુદ્ધ કરવાની ક્રિયા ધીમે ધીમે શરૂ થાય છે. ઘણા જીવનના અદ્રશ્ય ભૂતકાળમાં વાવેલા સ્વાર્થના દુઃખી પાક રૂપે નિરાશા, વેદના અને ખેદ તેના ભાગ્યમાં આવી મળે છે. કારણુ કે વાવ્યું હોય એવું આપણે લણીએ છીએ. જ્યારે કાર્ય કરવા પોતે તૈયાર થાય છે ત્યારે ભૂતકાળના બોજામાંથી એને મુક્ત કરવા કુદરત વિલંબ કરતી નથી કે જેથી એને માટે તૈયાર કરેલું મહાન કાર્ય પાર પાડવા એ લાયક બને.

## દુઃખનો અર્થ.

દુઃખથી કેટલાકનાં ચારિત્ર નિષ્ઠુર થાય છે પણ જેઓ બીજે પગથીએ પ્રવેશવા લાયક બન્યા હોય છે તેમને તે વિશુદ્ધ કરે છે. જેણે ધીરજ અને તિતિક્ષા રાખી દુઃખ સહન કર્યું છે તેના માંસનું વણાટ પણ જાણે દરેક છીદ્રમાંથી આંતરીક્ષ અગ્નિનો પ્રકાશ ઝળકતો હોય એવું પ્રકાશીત અને પવિત્ર શું નથી જણાતું ? માનસિક દુઃખ સહન કરનાર કેટલો વિશેષ તેજસ્વી અને પવિત્ર જણાય છે ? જેણે ઘણુંજ અને ઉમદા રીતે દુઃખ સહન કર્યું છે તેની તરફ આપણે પૂજ્યભાવથી અને કેટલીક વેળા તો પ્રેમથી શું નથી દોરાતા ! " અહીંયાં ગ્લાનિ સુશોભિત થઇ વિકારો ડાહ્યા થયા; અશ્રુઓ આનંદદાયક થઇ પડયાં; અકથ્ય શાંતિએ અમોલ જ્ઞાનનું રૂપ ધારણુ કર્યું. પોતાના દુઃખી નિશ્વાસોમાંથી ગીત નીપજ્યાં અને સર્વ વસ્તુઓ એવી મધુર ગ્લાનિથી આગળ વધતી હતી કે જેથી મ્હારા હૃદયમાં એકી વખત ખેદ અને પ્રેમ ઉભય ઉત્પન્ન થયાં."

## ત્યાગ દશા.

પ્રથમ પગથીઆને અંતે આવેલાને જીવતર અકારૂ લાગે છે. પણ તેના બોધપાઠ સ્પષ્ટ હોય છે. તે એજ કે " તારે નભાવવું પડશે, નભાવવું પડશે. " એજ અનંત ગીત આખી જીંદગીમાં હરેક કલાકે

આપણી સમક્ષ અમીષ્ઠ સ્વરથી ગાજી રહ્યું છે. "જીંદગીના અપૂર્ણાંકની કીંમત અંશ વધાર્યાથી નહિ પણ છેદને ઘટાડયાથી વધી શકે છે. ના, જો મારૂં બીજગણીત મને ઠગતું ન હોય તો એકને શૂન્ય વડે ભાગ્યાથી–અસંખ્ય નીપજશે તો પછી તારી રોજીના હક્કનું શૂન્ય કર એટલે જગત માત્ર તારા પગ તળે આવશે*" એમ કહેવામાં મહાન કાર્લાઇલે ખરેખર યુગોનું જ્ઞાન ગજવ્યું છે.

## ત્યાગ શાસ્ત્ર.

ત્યાગ એ સત્ય વસ્તુ છે અને "ખરી રીતે તો ત્યાગથીજ જીવન શરૂ થતું કહેવાય" એમ દરેક મહાન સેવક સમજે છે. જગતમાં કોઇ પણ મહાન જીવાત્મા એવો નથી જે સર્વ રીતે સુખી હોય–હોઇ શકેજ નહિ. એકવાર ફરીથી તે મહાન કર્મવીર કાર્લાઇલને કહેવા દો: સુખી માણસ કદીય સૃજાયો નથી; મને ગમે એટલી શંકાઓ ઉદ્દભવે કે હૃદયની વિષમતાથી નકાર ભણું છતાં પણ સદ્દગુણી મનુષ્ય ચીથરે હાલ હોય કે દુ:ખથી ડુબતો હોય તો પણ પૃથ્વીપર તે એક રત્ન સમાન છે. આ હું કદીજ ન વિસરૂં એટલુંજ હું યાચું છું. જગતનો વિપત્તિ–રાક્ષસ અને નીચ આત્મા (સેતાન) મારી સામે જયવંત નીવડે અને આ મારા છેલા ગઢમાંથી મને હાંકી કાઢે ત્યારે મને એટલુંજ શીખવજો, એટલુંજ મને કહેજો."

---

* The Fraction of Life can be increased in value not so much by increasing your numerators as by lessening your denominator. Nay, unless my algebra deceive me, unity itself divided by zero will give infinity. Make thy claim of wages a zero, then; thou hast the world under thy feet.

જેણે મહાન કાર્ય કર્યું છે એવા કોઇને પણ તપાસશો તો માલમ પડશે કે ત્યાગ એજ નિયમ છે. અંતરની ઉકળાટમાં રસ્કીને કહ્યું છે કે "યુગો પૂર્વે જ્યારે હું બાળક હતો ત્યારે મારૂં અંતર ભંગાયું, પછી તેને સાંધવામાં આવ્યું, માંહે ચીરા પડયા, છુંદાયું. જુના રવેસોમાં ઠોકરે ચઢયું અને આખરે હું ધારૂં છું કે તે ચપટ પણ વળી ગયું." આમ છતાં પણ પોતે પોતાના કાર્યમાં વળગી રહ્યો. કળાના પ્રદેશમાં માઇકેલ એંજેલો કરતાં બીજું વધારે વિખ્યાત નામ નથી. "આ બુદ્ધિશાળી અને દ્રઢ. જીંદગીથી કંટાળેલો અને શ્રમથી કઠણ થયેલો માણસ" જેની તવારીખમાં લખાયાં છે "પ્રૌઢ ઇચ્છા શક્તિ અને અમાનુષી બળ, છતાંપણ તે ઇચ્છાશકિત ક્વચિતજ ધાર્યું પાર પાડી શકતી: અને તે બળને સંજોગો સામે સદાય વિગ્રહ કરવા પડતા." જે સઘળાઓ એ મહત્તા મેળવી છે તે સર્વનું આમજ સમજવું.

## જીવનનો અર્થ.

પણ મહત્તાને પગથીએ ઉભેલ જીવાત્મા ત્યાગ દ્વારા જીવનનો અર્થ શોધી શકે છે. જો તે ધાર્મિક વૃત્તિવાળો હશે તો કહેશે કે "તારૂં ધાર્યું થશે, પ્રભુ." વિજ્ઞાન શાસ્ત્રી કે કળાશાસ્ત્રી હશે તો તે કહેશે કે "હું નહિ પણ કાર્ય" અગત્યનું છે. ફ્રોસ્ટ જેણે જ્ઞાનમાં સુખ શોધ્યું પણ નિષ્ફળ નીવડયો તેના સમાન તે હવે બન્યો છે; માર્ગેરાઇટના પ્રેમમાં તેણે તે શોધ્યું અને શોક ચાખ્યો; પણ માણસોને માટે પડતર જમીનના હક્ક પ્રતિપાદન કરવાની યોજનાઓ રચી અને તે કાર્યની કલ્પનામાં પોતે ગુમ થયો ત્યારે લાંબા વખતથી શોધી રહેલી સુખી પળ તેને હાથ લાગી જેને વિષે તે કહી શકયો કે "અરે, જરા થોભ, તું અતિ ખુબસુરત છે!"

કાર્ય પ્રેમીઓ ત્યાગ કરી આ પ્રમાણે બીજે પગથીએ જીવન ગાળે છે. હૃદયથી તેઓ ગમગીન હોય છે પણ પોતાના કાર્ય પ્રત્યે જો તેઓ

વફાદાર હોય તો આ નાશવંત જીવનમાં સુખ કરતાં યે મોંઘો ઉત્પન્ન કર્યાનો આનંદ તેમને મળે છે. હવે તેઓ એવાં અદ્દભુત કાર્યો ઉપજાવે છે કે પોતાનીજ કુશળતાનાં કાર્યો પોતાને ગુઢાર્થ દીસે છે. આવેશના ઝબકારમાં તેઓ દિવ્ય જ્યોતને નીહાળે છે અને કોઇ કોઇવાર તેમની દ્વારા તે જગતપર પ્રકાશતી હોય એમ તેમને જણાય છે. ધર્મ, કળા, વિજ્ઞાન, જીવનની પ્રત્યેક શાખામાં તેઓ નિપૂણ બન્યા હોય છે. પણ અફસોસ! જીવનનો માયનો સમજાયો અને ઉત્પન્ન કરવું એ શું એ સમજતા થયા એટલામાં પોતે વૃધ્ધ થયા અને જીવન ભાગ્યે જ શરૂ થયું હોય તે પૂર્વે તેનો અંત આવ્યો. ત્યાગનો માર્ગ શું નિરાશા જ અનુભવશે?

Despair is hope just dropp'd asleep
For better chance of dreaming.

આશાનો અસ્ત થતો હોય ત્યારે નિરાશાના ડંખ ગમે એટલા ઉંડા દેખાય છતાં તે વધારે ઉંડા નથી કારણ કે સ્વપ્ન સૃષ્ટિ ઘડવા વધારે સારી તક લેવા હમણાંજ નિંદ્રાવશ થયેલ આશા એજ નિરાશા છે.

## અવસ્થાંત્તર દશા.

"સ્વપ્ન સૃષ્ટિ ઘડવાની વધારે સારી તક લેવા હમણાંજ નિંદ્રાવશ થયેલ આશા"–એજ ખરેખર મૃત્યુ છે. તે મહાન કાર્યવાહક પુરાણી અને નવી હરેક સ્વપ્ન સૃષ્ટિની પ્રાપ્તિ માટે વિશેષ સંભવીત શકિતઓ સહિત અવતરવા મૃત્યવશ થાય છે. પોતાના વ્હેવારમાં જ્યાં એણે માત્ર મનોરાજ્ય ઘડયાં હતાં તેને સ્થાને તે પાર પાડવાની બુધ્ધિ સહિત પોતે પાછો ફરે છે. ઉત્પન્ન કર્યાનો ચોક્કસ અને અમોલ મીલકત હવે તેની માલકીની બને છે છે. મન અને હ્રદયની સર્વ શકિતઓ જેઓ સમર્પણ કરી શકે છે તથા જ્યારે કોઇ મહાન વ્યકિત પોતાની દ્વારા રચનાઓ રચતી હોય ત્યારે

પોતે અવ્યકતપણે ઉભો રહી શકે છે તેઓ જ આ અદ્દભુત આનંદ ચાખી શકે છે. " કશાનીય તૃષ્ણા કર્યા સિવાય તેને સર્વસ્વ આવી મળે છે. સ્વખ્યાલ ત્યજવાથી આખું વિશ્વ હુ રૂપ બને છે. " ત્યાગને પગથીએ એણે જે જીવન ગુમ કર્યું હતું તે હવે એને જડયું છે, દરેક સ્થળે અને દરેક યુગમાં ત્યાર પછીથી એ " મારા પ્રભુના મંદિરનો સ્તંભ બન્યો છે અને હવેથી કદીય તે બહાર જશે નહિ. "

## આનંદનો માર્ગ.

કેટલાકને સુખ, કેટલાકને ત્યાગ અને થોડાને જ અવસ્થાંત્તર—આ પ્રમાણે જીવનમાં તેની સર્વોત્કૃષ્ટતા સર્વને મળે છે. આપણામાંના જે સઘળાઓ સત્યને ચાહે છે તેઓને "નભાવવું પડે" તોય શું ? એક પણ કાર્ય પાછળ આપણે હૃદય અને મન આપીશું તો આપણને જણાશે કે ત્યાગ દ્વારા અવસ્થાંત્તર થાય છે. પ્રભુને પહોંચવાનો માર્ગ તો મનુષ્ય માત્રને માટે એકજ છે અને તે આનંદનો માર્ગ છે. સુખ, ત્યાગ અને અવસ્થાંતર એ આ માર્ગનાં પગથીયાં છે. પોતાનું સર્વસ્વ જેઓ કોઇ પણ કાર્યને અર્પણ કરશે તેઓ એમ કર્યેથી કદાચ " પોતાની જીંદગી ખુવે " પણ તે તેને ઝટ પ્રાપ્ત થશે અને " પોતાનો સરંજામ લઇ આનંદથી તે ( પોતાના મૂળમાં ) પાછો આવશે."



# કુદરતનું ગુપ્ત કાર્ય.

આજના વખતને માટે જેટલી સત્યતાથી આપણે કહી શકીએકે જુનો જમાનો બદલાઇ કોઇ નવો જમાનો સ્થાપિત થાય છે અને કોઇજમાનાનો સારો રીવાજ પછીના જમાનાના જગતને બગાડે નહિ એટલા માટે અનેક અનેક માર્ગે પ્રભુ વ્યકત થાય છે તેટલી સત્યતાથી માનવ તવારીખના બીજા કોઇ કાળને માટે આપણે કહી શકતા નથી. ખરૂં છે કે 'રસ્તાનો જનાર' આ મહાન વિકૃતી નીહાળી શકતો નથી; જીવન ગાલ્લું હજુય તેને મનતો જુને ચીલેજ ચાલ્યું જાય છે અને જગતના વિકાસને અંગે જીંદગીનાં એના સુખ સાધનો જો કદાચ વધ્યાં હોય તો સાથો સાથ જીંદગીની જરૂરીઆતો પણ વધી છે એમ એને જણાય છે. દુઃખ કરતાં સુખ વધે એટલામાંજ એને મનતો વિકૃતી સમાયલી છે અને આ સબંધમાં તો જુનો જમાનો એને માટે બહુ નહિ જેવોજ બદલાયો હશે પણ પુસ્તકાલયોમાં, પ્રયોગ શાળાઓમાં, કલા ગૃહોમાં કે જાહેર કાર્યોમાં જીવન ગુજારનારાઓ આ મહાન વિકૃતિથી અજ્ઞાત નથી અને તે ડારવીન અને તેના સિદ્ધાંતોની શરૂઆતથીજ શરૂ થઇ છે એમ તેઓ સમજે છે.

સાંપ્રત કાળના વિજ્ઞાન શાસ્ત્રીઓના કાર્યની મહત્તા એ છે કે કુદરતના બનાવોને તેઓએ વિકાસક્રમના વ્યવસ્થીત રસાલા રૂપે આપણી સમક્ષ રજુ કરી છે. જે કાર્ય ધર્મ કરી શકયું નથી તે વિજ્ઞાન શાસ્ત્રે કરી બતાવ્યું છે અને તે એજ કે ચેતન માત્ર એકજ છે એમ તે સિદ્ધ કરી શકે છે. વિજ્ઞાને જેટલા પ્રમાણમાં જીવનને ઐકય કર્યું છે તેટલા પ્રમાણમાં મનુષ્ય અને પ્રભુના દ્વૈતભાવે કે સ્રષ્ટા, સૃષ્ટી અને સર્જીતની ધાર્મિક ત્રીપુટીઓએ

કર્યું નથી; સર્વવ્યાપીના સુત્ર વડે માત્ર Mysticism ભકિતવાદે વસ્તુ માત્રના ઐકય જીવનનો ખ્યાલ મનુષ્યોને કંઇક આપ્યો છે પણ આ ખ્યાલ પ્રકટીકરણના આધુનિક સુત્રોનુંજ ન્યાયયુકત પરિણામ છે.

કુદરતના રસાલાનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે કુદરત રચનાઓ રચવાનાં અને તેમને તોડવાના કાર્યમાં ગુંથાયલી આપણને જણાય છે. ખનીજમાંથી વનસ્પતી અને વનસ્પતીમાંથી પશુ અને મનુષ્ય એમ ક્રમવાર વધારે ઉન્નત અને વધારે અસરળ રચનાઓ વિકસાવતી કુદરત નિરંતર કાર્ય કરતી આપણને જણાય છે. પ્રથમ દૃષ્ટીએ કદાચ તે આપણને અંધપણે કે યંત્રની માફક કાર્ય કરતી જણાય છતાં ખરી રીતે તો એ કાર્યની એક સયુકત યોજના પ્રમાણેજ કાર્ય કરી રહી છે; ક્રમવાર એવી રચનાઓ નિપજાવે જવી કે સ્વબચાવ અને સ્વરક્ષણ માટે અમુક કોઇ રચનાને જોઇતો વખત તેજ રચનાના ભવિષ્યના સંતાનોને ક્રમવાર તે વખત ઓછો અને ઓછો થતો જાય એજ તેની યોજના છે. રચનાની વ્યવસ્થા અને અનુકુલ થવાના શકિત જેમ વધારે તેમ નિર્વાહ અને દૈહીક હાજીયત કરતાં જીંદગીના અન્ય કાર્યો માટે વધારે અવકાશ અને તેથીજ વધારે શકિત મળે છે.

ઉચ્ચ કોટીનાં પ્રાણીઓ જે રચનાઓ રજુ કરે છે તેની સંપૂર્ણતમાંથી જીવનમાં બે તત્વો નિપજે છે. પ્રથમ તેમને રમત માટે અવકાશ મળે છે કારણ કે અન્ન અને આરામ મેળવવામાં જે શકિતની આવશકયતા હોતી નથી તે શકિત રમતમાં પ્રદર્શીત થાય છે. જ્યારે મનુષ્યો વિકાસક્રમમાં સામેલ થાય છે અને મનુષ્યો અનુકુળ થવાની ઇચ્છા જણાવે છે ત્યારે બીજું તત્વ આપોઆપ વ્યકત થાય છે. સંજોગોને અનુકુળ થઇ રહેવાનો ગુણ પશુ અને વનસ્પતિમાં રહેલો છે પણ તેમનામાં તે ફકત યાંત્રિક રૂપે કે સહજ પ્રકૃતિ રૂપે હોય છે. જ્યારે મનુષ્ય તો સમજપૂર્વક મીલનસાર થઇ શકે છે.

અનુકુળ થઇ રહેવાની જીજ્ઞાસા ( adaptability ) જ્યારે વધતી જાય છે ત્યારે વિકાસનો એક નવો સિધ્ધાંત કુદરત જાહેર કરે છે. જીવન કલહવડે ‘ ઉત્તમનો ઉત્કર્ષ ’ ના સિધ્ધાંતમાં ‘ પરસ્પર અવલંબન ( Inter-dependence ) વડે વિકાસ ’ નો એક નવો સીધ્ધાંત તે ઉભરે છે. તેથીજ માનવવ્યકિતઓ ટોળે મળી સમુહનું રૂપ લે છે અને પામર જીવો કુટુંબ અને જાતના વાડાઓ બાંધે છે.

આપણા જીવનના દૈહીક ઝઘડામાં તે મહેનત અને વખતનો બચાર કરે છે. જીવન અને કાર્યના નવીન સન્નમાર્ગો મનુષ્યોને પ્રદર્શીત કરવામાં કુદરત આ ઉભયનો ઉપયોગ કરવા શકિતવાન છે. વ્યકિતના ખેલમાં સમાજ જીવન કે જેવડે સંસ્કૃતિ શકય બને છે તે ઉમેરવામાં આવે છે. કારણ કે જે વસ્તુઓથી સમાજનો એક ભાગ સંતોષી છે તેજ વસ્તુઓથી સમાજની અન્ય વ્યકિતઓને સંતોષ થતો નથી તથા જેને અંગે સુધારણાને માટે તેમનાં જીગર સળગ્યા કરે છે એજ સુધારણાનો પાયાનો છે. અને વહેલે મોડે સુધારાનો જુસ્સો વિકાસક્રમમાં ન અંળગો કરી શકાય એવો જણાય છે. ઉત્તમનો ઉત્કર્ષ માત્ર ત્યારેજ આવિર્ભવે કે જ્યારે કોઇ શુદ્ધ રીતે ‘ઉત્તમ’ સ્થાન લે. પણ વિજ્ઞાન શાસ્ત્રી આ બીનાને સમજાવી શકતો નથી. સુધારાની યોજના રચનાર મુઠ્ઠીભર મનુષ્યોમાં કુદરત કોઇ ‘ઉત્તમ’ ને આણે છે કારણ કે રચનાઓ રફતે રફતે સંજોગની શકયતાઓને વધારેને વધારે અનુકુળ થતી જાય એજ સુધારાનો અર્થ છે. કારણ કે વધારે અનુકુલતાને આધીન થતી પ્રત્યેક ક્રમવાર વિકૃતિને કુદરત કાંઇક નવું ચેતન આપે છે.

આ પ્રમાણે સ્ત્રી પુરૂષો કુદરતના હથીયાર બની રહે છે. સમાજીક અને રાજયદ્વારી ચળવળ ઉત્પન્ન કરવા કુદરત તેમના મન હૃદય અને હાથ વડે કાર્ય કરે છે. ધર્મ કલા અને વિજ્ઞાન વિદ્યમાન થાય છે; મનુષ્યોને

કુદરતના ઉદ્દેશનું ભાન કરાવવાને કુદરત હવે જીવન કલહનું સાધન ઉપયોગમાં ન લેતાં વ્યક્તિઓના પરસ્પર અવલંબન અને તેની સાથે સુધારાનાં સાધનોનો ઉપયોગ કરે છે.

પછી મનુષ્યો માટે યુગો સુધી સંગ્રહી રાખેલ સન્દેશ કુદરત તેમને સંભળાવે છે. તે સમાજ સેવાના આનંદનો પયગામ છે. હજુ ઘણા મનુષ્યોને મનતો આવા આનંદનો વિચાર વિચીત્ર અને ખોટો જણાય છે પણ પોતાના આ કાર્ય પ્રદેશમાં વિકાસક્રમે હજુ હમણાંજ પ્રવેશ કર્યો છે અને અત્યારે મનુષ્યોમાં જેમ સ્વાર્થ અને સ્વેચ્છા સાહજીક છે તેમ સમાજ સેવા તેમનામાં એવી સાહજીક થતાં યુગોના યુગો વહી જશે. પણ તે ધન્ય દિવસની ઉષાય અવસ્ય પ્રગટશે; આજના મુઠીભર સુધારકો મનુષ્યથી માંડી મુમુક્ષુ સુધી પ્રસરી રહેલી સંકલનાની 'ખુટતી કડીઓ' ( Missing links ) પુરી પાડે છે. જેમ પશુઓના સ્વાર્થ અને વ્યક્તિભાવમાંથી કુદરતે મનુષ્યોનું પરસ્પર અવલંબન નિપજાવ્યું તેમ આત્મત્યાગ પ્રકટીકરણના તેના સ્વવિવરણમાં બીજું ન્યાયયુકત ડગલું છે.

પોતાના બંધન અને છેદનના આ કાર્યમાં પરોવાયલી કુદરત કરતાં બીજુ વધારે ઉત્તેજીત ચીત્ર ભાગ્યેજ વસ્તુ હશે છતાં પણ આ ચીત્રમાં કંઇ થોડાં ઘણાં કાળા ધાબાં નથી. મનુષ્ય પોતાની જીંદગીનાં જે થોડાંક વર્ષ જીવે છે અને અવસાન કાળે પોતાના જીવનને અંગે કશુંય અવશેષ મુકી જતો નથી ત્યાં સુધી કુદરતની કૃતિમાં કમકમાટ પમાડે એવી નિર્દયતા હોય છે. ગ્રીસ દેશની કિર્તિ અને રોમનો વિભૂતી વિલાસ આજ કયાં છે ? જે ગૃહપર આજ આપણે વસીએ છીએ ત્યાં પણ એક દિવસ કુદરતના કાર્યનો અંત આવશે. જેમ બીજી જગ્યાએ સૂર્યો પણ મૃત થયા છે તેમ આપણો સૂર્ય પણ કોઇ દિવસ મૃત પામશે અને તેના સર્વ

ઉપગૃહો ઠરેલા જગત જેવા થઇ જશે. બીઆં type ની સંભાળ રાખી કુદરત એક પછી એક રચનાઓ રચે છે અને હજુ ઘણાય યુગો સુધી રચ્યે જશે. પણ અલબત દૂર દૂર પ્રલયનો એ એક બનાવ છે કે જેના તરફ આખું જગત કુચ કરી રહ્યું છે અને જગત જ્યારે એ સ્થિતિએ પહોંચશે ત્યારે જીવંત રચનાઓને ખુદ પોતાના ચેતનનીજ ઉણુપ જણાશે. જ્યાંસુધી આપણે કુદરતની ફકત દ્રશ્ય ક્રીયાને વિચાર્યા કરીશું ત્યાંસુધી એવી એકપણ નિસ્વાર્થ વ્યકિત નથી જેને નિરાશાના વાદળ અડયાવિના રહેશે. પોતાનું કાર્ય સદાને માટે ચીરંજીવી રહેશે એ વિચાર અને ભાવના જે મહાન જીવાત્માઓના જીવિત અને આત્મબલિદાનને સત્ય અને સચેતન બનાવી રહ્યાં છે તે કુદરતના કાર્યને જ્યારે આપણે ફકત આધુનીક વિજ્ઞાનના પ્રકાશમાંજ નીહાળતા થઇએ છીએ ત્યારે અલોપ થઇ જાય છે. છતાં ઘણાય નીસ્વાર્થ સેવકો જો કુદરત તેમના નશીબપર રહેમ વર્ષાવે તો મૃત્યુવશ થઇને પણ સંતોષ માને. કુદરત યા કુદરતના જેવાજ કોઇ નિર્દય દૈવની આવી ભાવનાઓમાંથી નીપજતી આ લાગણી એક કવિએ સુંદર રીતે પ્રદર્શીત કરી છે કે 'જીવન આનંદથી ભરેલું છે પણ જો મ્હને ખાત્રીજ થાય કે મરણ પછી પણ પ્રભુ સંભાળ રાખે છે તથા તે ભયાનક પડદાની પાછળ પણ પ્રકાશ રહેલો છે તો મૌન રાખી આનંદથી મરણને સ્વીકારવા પણ હું તૈયાર છું.'

વિજ્ઞાનની અધુરી સંકલનાને પૂર્ણ કરવા અને કુદરતના આત્મ વિવરણનો સાચો માયનો સમજાવવા અહીંઆંજ થીઓસોફી સહાયભૂત થાય છે. જે પ્રમાણે આધુનીક વિજ્ઞાન કુદરતની દ્રશ્ય કૃતિને સમજાવે છે તેજ પ્રમાણે થીઓસોફી કુદરતના ગુપ્ત કાર્યની ઉકેલ કરે છે. કુદરત કાર્ય કરી રહેલા સંવિત્ (Consciousness) નું એક સ્વરૂપ છે એમ એક અદ્રશ્ય જ્યોત મનુષ્યોને સમજાવે છે. વળી આ સંવિત્–ચેતન–વિકાસક્રમની યોજના સાથે કાર્ય કરી રહ્યું છે. તથા આસંવિત્ આપણી અને આપણી દ્વારા

પોતાની યોજના બર લાવે છે. મનુષ્યો નાશવંત દેહ નહિ પણ અમર આત્માઓ છે એવા ગુપ્ત પ્રકાશના આ સંદેશને જે પળે આપણે સમજતા થઇએ છીએ તેજ પળે આપણુને ભાન થાય છે કે નમુના (type) માટે કાળજીવંત હોવા છતાં કુદરત વ્યકિતગત જીવન માટે પણ ઓછી કાળજીવંત નથી. કારણુ કે પછી તો આપણે જોઇ શકીએ છીએ કે સમાજસેવા દ્વારા જીવન પૂર્ણતાના કુદરતના છેલ્લામાં છેલ્લા ધોરણુમાં મનુષ્યો અમર આત્માઓ છે એવું ભાન આપોઆપ સમાઇ જાય છે, કારણુ કે સુધારકની શકિત અને તેનો અનુભવ ભવિષ્યમાં વધારે મ્હોટા સુધારાઓ માટે ન વાપરી શકે ત્યાં સુધી કુદરત રફતે રફતે એક સુધારક ઘડતી જાય એ વૃથા છે. ખાસ સંપાદન કરેલી આ શકિતઓ વેડફી નાખવામાં નહિ આવે એ યુગના યુગ સુધી કાયમ રહેશે એવો ઉદ્દેશ જે કુદરતમાં આપણે સ્થાપિત કરીએ છીએ તે ત્યારેજ બુધ્ધી ગ્રાહ્ય થશે.

કુદરતના કાર્યની આવી દૃષ્ટી પરથી મનુષ્યો સદા અમર આત્માઓ તરીકે જીવે છે તથા પુનર્જન્મ વડે કરીને તેઓ વિકાસક્રમની કુદરતી કૃતિ બરલાવવામાં કુદરતના વધારે સારા હથીઆર થાય છે એમ તારવી કાઢવામાં ઝાઝી બુદ્ધી જોઇતી નથી. પુનર્જન્મ કુદરતની યોજનાનો એક વિભાગ લેખાય તો કુદરતની દારૂણુ કથા એક ભવ્ય અને ઉત્સાહ યુક્ત રસાલા સમાન જણાયા વિના રહે નહિ. કારણુ કે પછી તો ભાવિ માત્ર આપણે પોતેજ છીએ; સ્વપ્નસૃષ્ટિનાં સુંદર સ્વપ્નો સૂજનાર પણ આપણેજ છીએ. કોઇ દૂરના ભવિષ્યમાં કુદરતના સુંદર સદનો માટે ઇંટો તૈયાર કરવામાં આજ દુઃખ સહન કરનાર પણ આપણે ને આપણેજ તે ઇમારતને તેની પૂર્ણ સુંદરતામાં નીહાળીશું અને આપણે અને આપણેજ તેના માલીક બનીશું. જો કે આપણામાંના સર્વોત્તમ સેવકોનાં કાર્ય પોતાના સ્વાર્થને માટે થતાં નથી છતાં યુગો પછી પણ આપણાં કાર્યો

આપણુને આવી મળશે અને અત્યારે આટલી સખત મહેનત કર્યા બદલ તે વખતે આપણે આનંદિત થઇશું.

આ પ્રમાણે ગુપ્ત જ્યોતનો સંદેશ આપણુને મળે છે કે કુદરત ઇરાદા પૂર્વક સારામાંથી વધારે સારી અને વધારે સારીમાંથી સર્વોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરતી જાય છે તથા આપણે કે જે એના અધિકારીઓ કે ગુલામો થઈ શકીએ તેમની દ્વારા તે પોતાની મધુર યોજના બરલાવતી જાય છે.

સુધારાની વૃત્તિ વિકાસક્રમની ગતીનો એક વિભાગ હોઇ સર્વ અસરકારક સુધારામાં બે તત્વો હોય છે એ એક બીજો લક્ષમાં લેવા જેવો પ્રશ્ન છે. પ્રથમ વ્યકિતઓ સમુહરૂપે કાર્ય કરે તોજ સુધારણા થઇ શકે છે અને બીજું એ કે તે સમુહમાં એક નેતા હોય છે. વ્યકિતઓ એક સામાન્ય ઉદ્દેશમાટે એકત્ર થાય એ પણ કુદરતની વિકાસક્રમની યોજનાનો એક વિભાગ છે એ સમજવું વિકટ નથી. તેમનું એકત્રપણે કરેલું કાર્ય માત્ર સામાજીક લાગણીઓજ પ્રદશીત કરે છે. પણ કુદરત એક નેતાને પસંદ કરી તેને કલ્પનાઓ અને યોજનાઓમાંથી કાર્ય અને વ્યવસ્થા અવનીપર સ્થાપીત કરવા કોઇ ચોકસ સમુહમાં રવાના કરે છે એ સમજવું એટલું રહેલું નથી. છતાંય આ ગુપ્ત જ્યોતનો પયગામ છે કે નેતા કોઇ અકસ્માતથી પેદા થતો નથી પણ તેને કોઇ ચોકસ કાર્ય માટે પસંદ કરવામાં આવે છે અને કાર્ય કરવા તેને જગતમાં મોકલવામાં આવે છે. કારણ કે વિકાસક્રમમાં નેતા 'ગમ્મત' ના પરીણામરૂપે નીપજતો નથી. શી રીતે ઉત્પન થઈ તે કોઇ ન જાણી શકે એવી ઘડીકની નવિનતારૂપ નેતા અવતરતો નથી. હજારો વર્ષની સતત મહેનતના પરીણામરૂપે તે ઉત્પન થાય છે. કેટલીય ક્રમશ: જીંદગીઓ સુધી પુનર્જન્મની ગતીમાં ભવિષ્યના નેતાએ સુધારાના કાર્યમાં પોતાની જાતને અર્પણ કરી પોતાનું ભવિષ્યનું ઉજવલ સ્થાન સંપાદન

કરવાનું હોય છે. જંગલી મનુષ્ય તરીકે થોડુંક કાર્ય કરી, સુજ્ઞ મનુષ્ય તરીકે એથી વધારે કાર્ય કરી કુદરતે એને માટે જે પદવી તૈયાર કરી રાખી છે તેને માટે એ લાયક બનતો જાય છે.

સુધારકો પ્રતિ જો આપણે પુનર્જન્મના પ્રકાશ વડે નીહાળતા થઇએ તો આપણને જણાશે કે મનુષ્યોને દોરવાની તેમની આત્માની શકિત પૂર્વભવોમાં કરેલા કાર્યનુંજ પરીણામ છે. વિજ્ઞાન શાસ્ત્રીઓ કબુલે છે કે સંપાદન કરેલી શકિતઓ બીજાઓને આપી શકાતી નથી તેથી મનુષ્યમાં જન્મથીજ અવતરેલી નેતૃત્ત્વની શકિત વંશપરંપરાના નિયમને આધીન હોવા કરતાં તે વ્યકિતના ચૈતન્યમાં રહેલી આધ્યાત્મિક પરંપરાનેજ આધીન છે એમ આપણે સમજવું જોઇશે. અને ઘણુંય પૂર્વજીવનોમાં નેતા થવાને મથન કરતાં કરતાં તેણે અત્યારે આ સ્થિતિ પ્રાપ્ત કરી છે એમ પુનર્જન્મ પણ સમજાવે છે.

વળી ગુપ્ત જ્યોત આપણને એટલુંય જણાવે છે કે અત્યારના સુધારાની દરેક હીલચાલ ભૂતકાળમાં ઘણુય અધકચરા સ્વરૂપે બજવાઇ ચુકી છે અને તેમાં અત્યારનાજ નેતાઓ અને તેમનાજ સોબતીઓ 'એકટરો' તરીકે હાજર હતા. યુરોપમાં મજુર વર્ગનાં દુઃખો નિવારણ કરવાની ચળવળ તરફ દ્રષ્ટી કરતાં જુદા જુદા દેશમાં આગળ પડી કાર્ય કરનારાઓ રોમ દેશમાં પ્લીબ્સના ટ્રીબ્યુન્સ, આથેન્સમાં ડેમેગોગોઇ કે કારથેજના જન સમુહના નેતાઓ હતા એમ સ્પષ્ટ જણાઇ આવશે. ના, રોમ, ગ્રીસ અને અન્ય સ્થળના કેટલાક રાજ્યદ્વારી પુરૂષો જેમણે અન્યાય અને જુલ્મની સામે થઇ તેનો અંત લાવવા કાર્ય કર્યું હતું તેઓએ આ ભવમાં પુરૂષને બદલે સ્ત્રીઓનો જન્મ લઇ જગતની જુદી જુદી સ્ત્રીઓની હીલચાલમાં સફ્રેજીસ્ટ તરીકે કાર્ય કરી રહ્યાં છે. સુધારાની પોતાની લડતમાં આ સ્ત્રીઓ જે નેતૃત્વ શકિત અને જે

બારીક બુદ્ધી દાખવે છે તે પૂર્વ જન્મો સિવાય અન્ય ક્યાંથી તેમણે સંપાદન કરી હશે? બધા નહિ ને માત્ર થોડાંજ સ્ત્રી પુરૂષો પોતાના માનવ બંધુઓ માટે શા માટે મથન કરી રહ્યાં હોય છે? અને જો પૂર્વ જીંદગીઓમાં સુધારાના કાર્યોની કીર્તિ અનુભવ વડે સમજ્યા ન હત તો સર્વનો ત્યાગ કરી તેઓ સ્વાત્માર્પણ શા માટે સહર્ષ સ્વીકારતા હશે? સુધારાના દરેક ક્ષેત્રમાં જેઓ જન્મથીજ નેતા છે તેઓ પોતાના ક્ષેત્રમાં પુર્ણ બુધ્ધીશાળી મનુષ્યો છે એમાં સંદેહ નથી. પોતાના લક્ષ્ય બીંદુ તરફ તેઓ વિજયની ખાત્રીથી આગળ વધ્યા જાય છે. આ આત્મશ્રધ્ધા તેઓએ કયાંથી વિકસાવી હશે? ખરેખર આજના મનુષ્યો અને ભવિષ્યના પૂર્ણ પૂરૂષોની સંકલનામાં તેઓ 'ખુટતી કડીઓ' સમાન છે અને પ્રત્યેક ક્રમવાર જીંદગીમાં તેમને આ પ્રમાણે બનાવનાર તો માત્ર કુદરત અને તેનું ગુપ્ત કાર્યજ છે.

આ પ્રમાણે કુદરત યોજનાઓ યોજે છે અને તેમને બરલાવે છે અને તે રાજવંશી રસાલો આ પ્રમાણે આગળ વધ્યે જાય છે. પણ તેનું કાર્ય ધીમેથી અને અવકાશે એક એક વિકૃતિવડે થતું નથી. ન્હાના ન્હાના ફેરફારોને એકત્ર કરી એ એક નવો જમાનો પ્રગટાવતી નથી. કુદરત તો ફલંગે ફલંગે આગળ વધે છે અને વનસ્પતી શાસ્ત્રમાં જેમ મ્હોટી ઉથલપાથલો થાય છે અને કુદરત તેમાં એક કુદકો મારી કોઇ નવી ભાત (Species) હયાતીમાં આણે છે તેમ મનુષ્ય જીવન સબંધે પણ તેવું સમજવું. સુધારાવડે જો કે એક શાંત અને ધીરી વૃદ્ધી થયે જાય છે. છતાંય ઘણી વેળા મનુષ્યોના જીવનમાં મ્હોટી ઉથલપાથલ થાય છે જે કાંઇ બનવાનું હોય છે તે બની જાય છે અને તે ઉથલપાથલ થઇ રહ્યા પછી માનુષી ચળવળમાં જાણે કોઇ નવી જાતી (species) ઉત્પન્ન થઇ હોય એમ જણાય છે. સુધારો નવી દીશા લે છે અને નવા સુધારકોનું

એક જંગી ટોળું જીવનને વધારે ભરપુર અને વધારે ઉમદા બનાવવા વિદ્યમાન થાય છે.

ક્રાઇસ્ટ પ્રભુના અભિગમનથી મનુષ્ય જીવનમાં એક આવી ઉથલ-પાથલ પેલેસ્ટાઇનમાં થઇ હતી. કારણ કે મનુષ્યો જો કે જાણતાં ન હતાં કે આ એક ઉથલપાથલ છે, જો કે ગ્રીસ અને રોમ ફીલસુફી અને રાજયને માટે અસીમ કલ્પનાઓ અને સ્વપ્નો કર્યે જતું હતું છતાંય નવ યુગની ઉષા પ્રગટી ચુકી હતી અને જે યુગની જવલંત કિર્તી આગળ રોમ અને ગ્રીસ માત્ર નામનાંજ થઇ રહેવાના હતાં તે યુગની પધરામણી થઇ ચુકી હતી. ક્રાઇસ્ટે પ્લેસ્ટાઇનમાં રાજ્ય કર્યું. ગરીબોને ને ધર્મ ગુરૂઓને ઉપદેશ કર્યા અને ગીરી શિખરના બોધ આપી ચાલ્યા ગયા. પણ મનુષ્યો તે વખતે સમજી શકયાં નહિ કે પોતાના સંદેશની સાથે કાર્યમાં એક નવીન આદર્શવાદને પોતે જન્મ આપ્યો છે. પણ બે હજાર વર્ષ વીતી ગયા પછી આપણે આજ સમજી શકીએ છીએ કે ક્રાઇસ્ટ પ્રભુ જ્યારે પેલેસ્ટાઇનમાં અવતર્યા હતા તથા રોમના સામ્રાજ્યે પોતાની કીર્તિનું જ્યારે પ્રથમ ડગ માંડયું હતું તેજ વખતે ગ્રીસની કીર્તિ અને રોમના રાજ્યવૈભવનો તથા કાર્ય અને વિચારના વિશ્વનો અંત આવી એક નવી શરૂઆત થઇ રહી હતી તથા ક્રાઇસ્ટ પ્રભુએ પોતાનો પયગામ પોતાના જમાનાના મનુષ્યોને આપ્યો તેના કરતાં તેની પછીના જમાનાને વધારે આપ્યો છે.

તેજ પ્રમાણે ક્રાઇસ્ટ પ્રભુ પુર્વે છ સૈકા પહેલાં હિંદમાં પણ એક એવી જાગૃતિ થઇ હતી. એક બીજા સ્વપ્નવાદી સકયવંશના **સીદ્ધાર્થ** કુમાર અવતર્યા. સ્રીપુરૂષો એમના ઉપદેશ સાંભળતા, એમને ચ્હાતા અને એમને અનુસરતા પણ પાંચ સદીઓ પછીય પોતાના આલિંગનમાં પાંચ કરોડ મનુષ્યોને હુંફ આપે એવા સદ્ગુણના

સામ્રાજ્યની તે એક રચના હતી એનો તેઓને તે વખતે ભાગ્યેજ ખ્યાલ હતો. તે વખતના ટીકાકારોને મન તો સદમાર્ગ દર્શાવનારા હિંદના અસંખ્ય ગુરૂઓમાંના એ એક હતા. સદીઓની સદીઓ વહી ગઇ પછી આપણે સમજતા થયા છીએ કે તે એક ગુરૂઓના પણ ગુરૂ હતા; આપણી મનુષ્યજાતિના વૃક્ષ પર હજુ ન ખીલ્યું હોય એવું એ એક પુષ્પ હતું.

હરેક એવે વખતે મનુષ્ય જીવનમાં એક જંગી ઉથલપાથલ થાય છે અને તે પહેલાં સ્વપ્ન કે કલ્પનાઓ કરવાનો અવસર અવશ્ય આવે છે. પેલેસ્ટાઇનમાં ક્રાઇસ્ટ પ્રભુ પધાર્યા તે પૂર્વે ઘણાય ખ્રીસ્તીઓએ 'પ્રભુના મહાન અને ભયાનક દિવસ' નાં સ્વપ્ન સૂજ્યાં હતાં. હિંદમાં ઘણાય સંત સાધુઓએ પોતાના નીરાકરણો વડે બુધ્ધના સન્દેશાનો માર્ગ તૈયાર કર્યો હતો અને આવી દરેક ગડમથલમાં, પછી ભલે તે ન્હાની હોય કે મ્હોટી હોય,—અંતીમ નિર્ણય કોઇ એક ધુરંધર વ્યકિત દ્વારા થાય છે. કારણ કે કુદરત મનુષ્ય ભાગ્યની ગુંચવાયલી ગાંઠો વણે છે; તેને ખતમ કર્યા, ભોગવ્યા, સિવાય તે કોઇ પણ રીતે છુટી શકતી નથી. પણ તે ગાંઠોને ઉકેલનાર પણ તે સૂજે છે અને એણે રચેલી દરેક ગડમથલ માટે પોતાના મન અને હૃદયમાં તેના ઉકેલની શકિત ધરાવતી વ્યકિતને પણ તેણે તૈયાર કરી રાખી હોય છે.

આપણી આ વીસમી સદીમાં અત્યાર પર્યંત ન સૂઝાયાં હોય એવાં સ્વપ્ન મનુષ્યો સૂજે જાય છે. પૂર્વ અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ સર્વત્ર મનુષ્ય જીવનના કર્કષ અવાજો સંભળાયછે અને સાચી કલ્પના શક્તિ ધરાવતો એક પણ મનુષ્ય નથી જે કહી શકે કે 'પ્રભુ પોતાના સ્વર્ગમાં છે ; જગતમાં સૌ સારૂં જ થઇ રહ્યું છે'

દરેક પ્રજામાં સર્વત્ર દુઃખની ચીસો સંભળાય છે. કરોડો રૂપીયા નૌકા સૈન્ય અને લશ્કર પાછળ ઉડી જાય છે જ્યારે ગરીબોને રોટલીના ટુકડામાટે વલખાં મારવાં પડે છે. અને રાજ્યતંત્રીઓ પણ હાથ પછાડી રહ્યા છે કે તેઓ દેશનું ધન ઇસ્પીતાલ અને નિશાળો, સુંદર બગીચા કે સુંદર નિવાસ ગૃહો રૂપે દેશને પાછું આપી શકતા નથી. કારણ કે જ્યાં ત્યાં લઢાઇ અને લઢાઇનીજ અફવા ચાલી રહી છે. સખાવત વૃતિ દિવસે દિવસે વધતી જાય છે પણ સખાવત યે જાણે ફાટલા વસ્ત્રપર થીંગડાં મારવા જેવી જણાય છે અને જેમ જેમ આ થીંગડાંની સંખ્યા વધતી જાય છે તેમ તેમ વસ્ત્રનાં છીદ્રો વધારે ને વધારે ઉઘાડાં પડતાં જાય છે. મુંડી અને મજુરીના વિગ્રહ, કાળી અને ગોરી, રાતી પીળી અને કાળી પ્રજાઓ વચ્ચે થતા દ્વેષ, ધર્મ અને વિજ્ઞાનના છુટા છેડા અને આ બધા કરતા મુઠ્ઠી ભરનો વધતો જતો વૈભવ અને કરોડોની ગરીબી, આવા આવા થોડાક પ્રશ્નો આજ આપણી સમક્ષ આંખ ફાડી ઉભા છે પણ કોઇ ચીરંજીવી સુધારણા કરવી હોય, ગરીબી અને રોગ, અજ્ઞાન અને દુઃખને સદાને માટે દેશ નિકાલ કરવાં હોય તેમને એક સ્વપ્ન સમાન બનાવવાં હોય તો સમસ્ત સામાજીક બંધારણની પુનઃ રચના કર્યા સિવાય છુટકો નથી, એમ દરેક સુધારકને સમજાય છે, પછી તે ગમે તે ખાતામાં કાર્ય કરતો હોય. સઘળા જણ સુધારાને માટે ઉત્સુક છે; હજારો જણ તેમાં ભાગ લેવા તત્પર છે. પણ સાચી પુનઃ રચનાની ક્યાંથી શરૂઆત કરવી એ કોઇ જાણતું નથી. દરેકને એવોજ ભય રહે છે કે અત્યારની સામાજીક ઇમારતમાંથી એકાદ ઈંટ કાઢી તેને સ્થાને કોઇ વધારે સારીને દાખલ કરવા જતાં રખેને આખી ઇમારત તુટી પડે અને તેથી રખેને આનંદને બદલે દુઃખ પ્રવર્તે !

આવી પરિસ્થિતિ આપણી સમક્ષ સર્વ પ્રજાઓની સમક્ષ ઉભી છે. 'હૃદયના ઉંડાણમાંથી મ્હેં તને વિનવીયું છે, ઓ પ્રભુ' એ શબ્દો જેટલા આજ સત્ય જણાય છે તેટલા અન્ય કોઇ વખતે નહિ જણાયા હોય.

સર્વત્ર સર્વ દિશાઓમાં મનુષ્યો જ્યાં સુધારો કરવા મથી રહ્યા છે ત્યાં મનુષ્યો એક **પરમ નેતાને** શોધી રહ્યા છે. કુદરતે પસંદ કર્યો હોય એવો **એ** ક્યાં છે, જેના મનમાં પરમ યોજના વસતી હોય, જેના હૃદયમાં આત્મ વસતો હોય, જેના હાથમાં શક્તિ રહેલી હોય એવો એ ક્યાં છે? એને વિદ્યમાન થવા દો, એને કહેવા દો કે તમારે આ પ્રમાણે કાર્ય કરવું એટલે હજારો સ્ત્રીપુરૂષો આનંદથી એની સમક્ષ ટોળે મળશે. અને ગુપ્ત પ્રકાશનો આ એક પયગામ છે કે **એ** તૈયાર છે, મનુષ્યોના હૃદયમાંથી નીકળેલો અવાજ એણે સાંભળ્યો છે તેથી પ્રભુના હૃદયમાંથી પ્રભુનો એક પુત્ર અવતરશે, એકવાર ફરીથી માનવ પુત્રના પ્રસવ અર્થે અખીલ અવની પ્રસુતાની વેદનામાં છે. જે યુવાનોને આજ દર્શન થાય છે તેઓ પુખ્ત વયે પહોંચતાં એક વિસ્મય વ્યક્તિને, સલાહકારને, એક **શાંતિની મૂર્તિને** પોતાની સાનિધ્યમાં નીહાળશે. સહરાના રણ સમી આ સૃષ્ટીમાં પોતાનું જીવન વર્ષાવવાની પ્રભુને જ્યારે જરૂર જણાશે ત્યારે કોઇપણ યુગમાં નિર્માણ થયેલા મહાન પયગમ્બરોની અછત હોતી નથી.

આવી સ્થિતિમાં કુદરતે જેને નિર્માણ કરેલ છે અને અવની જેની વાટ જુવે છે તે પધારશે ત્યારે તે શું કાર્ય કરશે? કુદરતના કાર્યને એક ડગ આગળ વધારવું એ સિવાય તે અન્ય શું હોઇ શકે? સ્પર્ધાની ધુમો વડે વિકાસમાં આગળ વધવાના દિવસ હવે આથમ્યા છે; પરસ્પર અવલંબન અને સહકાર સિવાય કાંઇપણ સ્થાઇ

કાર્ય હવે થઇ શકવાનું નથી. મનુષ્યો માત્ર કહેવાનાજ નહિ પણ ખરેખર પ્રભુના સંતાન થઇ રહેશે એવા આ નવયુગના આગમન આજના સર્વોત્તમ મનુષ્યો જોઇ રહ્યાં છે. પણ બંધુતા અને સહકારના તેમના રણકાર કોઇ ઘોર ગર્જના આગળ એક મંદ સુર જેવા જણાય છે. કોઇ સ્થળે એકાદ ઉત્સાહી કે કોઇ સ્થળે એકાદ અનુયાયી ફકત તેઓના કાર્યમાં સંમિલિત થાય છે. પણ તેઓ ઝાઝું કરી શકતા નથી કારણ કે તેઓમાં એવી ચારિત્ર પ્રભા નથી કે જે વડે આખું જગત તેમને સાંભળે. તે ધુરંધર વ્યકિત જે એક પ્રજાની નાહ પણ સર્વ પ્રજાની છે, જેના પયગામ એક સદી માટે નહિ પણ ભવિષ્યની સર્વ સદીઓ માટે છે તે જ્યાં સુધી અવતરે નહિ ત્યાં સુધી આનંદ યુગની પ્રભા હળવે હળવે દીડે જશે. પણ જ્યારે એ પધારશે ત્યારે એની વાણી અને વર્તન એની મહત્તાનાં સાક્ષીભૂત થશે અને આજ અવતરેલ આ મહાન ઉધ્ધારક મનુષ્યો આગળ પૃથ્વીપર પ્રભુના પ્રતિબિંબ રૂપે કુદરતે તેને યોજેલ છે એમ આપણને સમજાશે.

ત્યારે અંધકારમાં પ્રકાશતી છતાંય અંધકાર જેને ઓળખી શકતો નથી તેવી ગુપ્ત જ્યોત મનુષ્યો આગળ એકવાર ફરીથી પ્રદર્શીત કરવામાં આવશે. ત્યારે વિજ્ઞાન આપણો ધર્મ થશે અને ધર્મ આપણી કળા થશે; ત્યારે આપણે કુદરતના ગુલામો મીટી તેના સલાહકાર અને નિયંતા થઇ આપણે આપણો વારસો સ્વહસ્ત કરીશું. ત્યારે આપણે ખચીત સમજતા થઇશું કે નિર્દયજણાતી કુદરતની કૃતિ પાછળ એક પરમ દયાળુ મન આવી વસેલું છે જે પ્રત્યેક બીબાની ને પ્રત્યેક વ્યકિતની પૂર્ણ સંભાળ રાખે છે. પછી મનુષ્યોનાં દુઃખો નીહાળી તેને વિદારવા આપણે તદન અશકત છીએ તે જોઇ આપણી આંખ આંસુઓ વડે કદી પણ નિસ્તેજ થશે નહિ. કારણ કે આપણે સમજી શકીશું કે નીહાળતી

હોય એવી આંખ, લાગણીઓ અનુભવતું હોય એવું હૃદય અને યોજનાઓ નિયોજતું હોય એવું મન કુદરતની કૃતિયોમાં ઢંકાયલું છે કારણ કે અંધકારમાં પ્રકાશની તે જ્યોતના સાક્ષી થવા તે અદ્ભૈત વ્યકિત આપણી સમક્ષ આવશે.

મનુષ્ય જાતિના પ્રેમને ખાતર પ્રભુને નામે સઘળા શુભ કાર્યોમાં સહાનુભૂતીથી કાર્ય કરવાનું તે ઘણાંઓને કહેશે. માનવ સેવાના આનંદનો કુદરતે નિયોજેલો બીજો બોધપાઠ પણ તે આપણને શિખવશે. પણ કેટલાક ગણ્યા ગાંડયાઓનેજ યુગાંત્તર સુધી પોતાને અનુસરવાનું સંબોધશે. કારણ કે તેઓ માત્ર એક નવયુગ પ્રગટાવવાનેજ આવે છે; દશકાના દશકા ને સદીઓની સદીઓ સુધી તે યુગને પોષવો જોઇએ કે જેથી બીજમાંથી વૃક્ષ ઉદ્‌ભવે અને વૃક્ષમાંથી ફળ નીપજે અને મનુષ્ય પૂર્ણ થયે પ્રભુની ઇચ્છા બર આવે. જેમ કુદરતના એ એક કૃવિકાર છે તેમ જે ક્ષેત્રોમાંથી મનુષ્યોનો નિત્ય નિર્વાહ નીપજે છે તે ક્ષેત્રોમાં કાર્ય કરનાર મદદનીશોની પણ તેમને જરૂર પડશે.

પોતે જે આનંદ અને જે શાંતિ લાવે છે તે બદલ ઘણાય એમને ચાહશે પણ દેખીતી રીતે જેનો અંત ન હોય એવા કાર્યને માટે, જીંદગીઓની જીંદગીઓ સુધી સતત કાર્ય, સતત શ્રમ, કરનારા થોડા જણજ એઓશ્રી પાછળ અનુસરવા તૈયાર થશે. પણ જેઓ કુદરતના ગુપ્ત કાર્યમાં મદદનીશ થાય છે અને જેઓ જગતના કર્મનો મહાન બોજો થોડેક અંશે પણ ઉપાડે છે તેમનેજ માટે અને નહિ કે જેઓ કુદરતની સુંદર ફુલ બાગોમાં સુખનો વિપાક મેળવી રહ્યા છે તેમને માટે કુદરતે પોતાનાં ઝવાહીર સંગ્રહી રાખ્યાં છે એવા ગુપ્ત જ્યોતના સંદેશનાં રહસ્ય આ થોડા જણજ સમજવા ભાગ્યશાળી થશે. કારણ કે મનુષ્યોના કર્મરૂપી તાંતણા વડે કોઇ સ્વર્ગીય નમુનાની પ્રતિકૃતિરૂપ એક સુંદર વસ્ત્ર વણવું એજ કુદરતનું ગુપ્ત

કાર્ય છે. અને જનમંડલના કાર્યો દ્વારા એક પરમ કાર્ય પ્રકાશી નીકળે નહિ ત્યાં સુધી આ વણવાની ક્રીયા ગમે એટલી અધુરી હોવા છતાં થંભે છે. જે આ વસ્ત્રને વાંચ્છી રહ્યો છે તેને માટે જ્યારે એ વસ્ત્ર તૈયાર થાય છે અને મનુષ્યજાતિનાં કર્મો ઐકય થાય છે ત્યારે અને ત્યારેજ કુદરત જેમ આજ પોતાના દેવને કહી રહી છે કે 'હું મ્હારા પિતામાં રહેલી છું તથા તું મ્હારામાં અને હું ત્હારામાં રહેલાં છીએ' તેમ તે મનુષ્યોને કહેશે એવો ધન્ય દિવસ ત્યારે અને ત્યારેજ આવશે. તે દિવસને માટે તે પોતાનું ગુપ્ત કાર્ય કરી રહી છે અને ધૂળની રજકણોમાંથી પ્રભુના ચીરંજીવી પુત્રો નીપજાવે છે એવી એની વિકાસકની યોજના મનુષ્યોની સન્મુખ સ્પષ્ટ કરનાર માત્ર તે ગુપ્ત જ્યોતજ છે.



## સી. જીનરાજદાસ કૃત.

| | | |
|---|---|---|
| જ્ઞાન ગંગા... | ... ... | ૦- ૮-૦ |
| વ્યવહારિક થીઓસોફી | ... | ૦-૧૦-૦ |
| ગુરૂદેવનું કાર્ય | ... ... | ૦- ૨-૦ |
| પ્રભુને નામે | ... ... | ૦- ૩-૦ |
| મ્હારી પ્રતિજ્ઞા | ... ... | ૦- ૪-૦ |
| પુનર્જન્મપર પ્રકાશ... | ... | ૦-૧૨-૦ |
| બધા એજ જીવન છે. | ... | ૦- ૧-૦ |
| ફુલો અને ફુલવાડીઓ | ... | ૦- ૩-૦ |